અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

ખરેખર રસૂલુલ્લાહ (સલ.)ના કામો તમારે માટે સારાં કામોના નમુના છે.

—સુરએ—અહઝાબ

# શમાએલ

એટલે

## સર્વોત્તમ નબીના સદગુણો

~ભાષાંતર કર્તા~

હકીમ અબ્દુર્રહમાન મર્હુમ મૌલાના ગુલામ મોહંમદ સાદિક

અંજુમને તાઇદુલ ઇસ્લામ (ન્યુકાસલ, નાટાલ)

તરફથી ભેટ.

192

૧૨૮૯

# અનુક્રમણીકા.

અલ્લાહ તઆલા ફરમાવે છેઃ-

ખરેખર રસૂલુલ્લાહ (સલ.)નાં કામો તમારે માટે સારાં કામોના નમુના છે.

—સુરએ-અહઝાબ

# શમાએલ

એટલે

## સર્વોત્તમ નબીના સદગુણો

શેઅર.

હુસ્ને અહમદ હે સરાપા હમાં ✲ જલ્વો માહ ઉસકા ખલકપર હુવ્વા;
નાહક તુઝે ઔર કુછ હવસ હે, ✲ દુન્યાનો હવસ તુઝકો બસ હે.

મુળ અરબી તથા ઉર્દુ ઉપરથી ભાષાંતર કરનાર

**અબ્દુર્રહમાન બીન મરહુમ મૌલાના ગુલામ મોહમ્મદ હાફિજ સાદિક.**

છપાવી પ્રગટ કર્તાઃ-

**અબ્દુર્રહીમ.** મેનેજર-કુતુબખાના સાદિકીયા

મુ. રાંદેર ઠે. સુરત.

સર્વ હક ભાષાંતર કર્તાએ પોતાના સ્વાધીન રાખ્યા છે.

શવ્વાલ,
સ. ૧૩૪૭ હી.

આવૃત્તિ બીજી
પ્રત ૧૦૦૦

સુરત ભાગાતલાવ રોડ પર આવેલા **મુસ્લિમ-ગુજરાત** પ્રેસમાં

અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયદે છાપી.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૬૪૮૦૪

# પ્રસ્તાવના.

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. અલ્‌હમ્દુલિલ્લાહિલ્લઝી અરસલ અલ્લયના રસુલન, અરબિયન, હાશેમિયન, મક્કીયન, મદનીયન, સૈયેદન, અમીનન, સાદેકન, મસદુકન. કોરશીયા. સલ લ-લ્લાહો અલયહે, વ અલા આલિહી વ અસહાબિહિલ-લઝીના, કાનુ લહુ હફીયન નજીયા.**

એ પછી સેવક **અલી અકબર કાદરી,** જનાબ સૈયદુલ કૌનૈન મહબૂબે રબ્બુલ મશરેકૈને વલ મગરેબૈન સલ લલ્લાહો અલયહે વ અલા આલિહી વ અસહાબેહી વ ઝુરરીયાતિહી વ અહલે બૈતિહી અજમઈનના દીદારના આશિકોની આગળ અરજ ગુજારે છે કે દીને ઇસલામમાં છબી પાડવાની અને પડાવવાની તેમજ રાખવાની સખત મનાઇ હોવાને લીધે જ્યારે દરેક પરધર્મવાળા પોતાના ધર્મ આગેવાનની છબી, ખરી હોય કે ખોટી, પોતાને ઘેર રાખી તેની યાદ વખતે તેની તરફ અતિ ભાવથી જોઇ પોતાના મનને શાંતિ આપે છે. ત્યારે ઇસલામી વિદ્વાનોએ, મનુષ્ય જાતિમાં એ કુદરતી ભાવ, પોતાના ધર્મસ્થાપકોને માટે ખોદાપાકે રાખેલા જોઇ ઇસલામી ધર્મસ્થાપક (સલ) ની છબીને ઠેકાણે આપ (સલ) ના માથા મુબારકથી પગ મુબારક સુધીનું વર્ણન લખી આપ (સલ) નાં દર્શન (દીદાર)ની ઇચ્છા રાખનારને માટે સાચા શબ્દોમાં પાડેલી સાચી છબી જાહેરમાં જોવા ઠેકાણે મનની નજર આગળ આબેહુબ ચીતરી દીધી. સેંકડો અને હજારો વર્ષ પર થઇ ગયલા પોતાના ધર્મસ્થાપકોની પરધર્મીઓએ ચિતરેલી છબી અને આ શબ્દોમાં ચિતરાયલી છબીમાં એક આશ્ચર્યકારક ફેરક એ છે કે તેઓએ ચીતરેલી છબી આબેહુબ તેજ મહાપુરૂષનો અસલ ફોટો છે કે તેમાં કંઇ ફેરફાર થયલો છે તેની તેઓ પાસે કંઇ પણ સાબિતી નથી. પણ ઇસલામની સચ્ચાઇનો આ એક જગજાહિર મોઅજીઝો છે કે તેના સ્થાપક (સલ) ની શબ્દ ચિતારથી ચિતરાયલી છબી પોતે તે મહાન પુરૂષના વખતથી તેઓનાજ જમાનાના સાચામાં સાચા લોકોથી કેયામત સુધી દુન્યામાં જ્યાં જ્યાં ઇસલામ અને ઇસલામીયો હશે અને પોહોંચશે ત્યાં ત્યાં તે છબી પણ પોહોંચશે અને લેશ પણ ફેરફાર વગર અમર રહેશે.

વળી બીજો જગજાહેર ફરક એ પણ છે કે આ ફોટો રાખવા થકી કોઇ પણ દિવસે કોઇ પણ તરેહના કુફર શિર્કમાં તેનો રાખનાર સપડાશે નહીં કે જે કુફર શિર્કથી લોકોને બચાવવા અને તેને લોકોમાંથી જડમુળથી નાશ કરવા એ પેગંબર દુન્યામાં ખુદાપાક તરફથી મોકલવામાં આવ્યા હતા, પણ બીજા ધર્મોના આગેવાનોની છબી રાખવાથી આજ સુધી કરોડો માણસ બુત પરસ્ત અને તસવીર પરસ્ત બન્યા, બને છે અને બનશે. ઇસલામમાં અને માત્ર ઇસલામમાંજ, તોહીદની એ ખુબી શોધનારને મળી આવશે. એ સિવાય દુન્યાના બીજા કોઇ પણ દીન ધર્મમાં એ ખૂબીનો જરાએ અંશ મળી શકશે નહીં.

આખા જગતને સુધારવા માટે ખુદાપાકે મોકલેલા હિદાયતના આ સંપૂર્ણ નમુનાના પાક અને નુરાની શરીરના અવયવોનો ફોટો, ઇસલામી આલિમોએ શબ્દ ચિતારમ આખી દુન્યા આગળ જ્યારે રજુ કર્યો ત્યારે તેઓએ માત્ર એટલા પર બસ કીધી નહીં પણ દુન્યાના તમામ ફીલસુફોએ દુન્યા પેદા થઇ ત્યારથી આજ સુધી મનુષ્ય જાતિ માટે જેટલા ઉત્તમમાં

ઉત્તમ સદ્‌ગુણો ચૂંટી કાઢી દુન્યા આગળ રજુ કીધા છે તે સઘળા સદ્‌ગુણોવાળી આપ (સલ) ની રેહણી કરણી, રીતભાત અને વર્તણુકને પણ વિસ્તારવાળા સાચા અને સનદી બયાન સાથે, અકેક કરી આપ (સલ) ની નુરાની જાતમાં સાબેત કીધા છે.

કારણકે દુન્યામાં જેટલા સાચા ધર્મસ્થાપકો અને ધર્મઆગેવાનો થઇ ગયા છે તેમાંના દરેક ધર્મ આગેવાનને માટે એ વાત જરૂરની છે કે તેમાંનો કોઇ પણ ધર્મઆગેવાન, માણસોને જ્યારે કોઇ વાતનો બોધ આપે અથવા કોઇ સત્યમાર્ગ દેખાડે ત્યારે પોતે પણ તેજ માર્ગપર ચાલી અને તેજ બોધ પ્રમાણે પોતે પણ વર્તી પર લોકોને દેખાડે. દરેક નબી અને રસુલ જેના ખોદાઇ શિક્ષણ હેઠળ તેની આખી ઉમ્મત હોય છે, પોતાની ઉમ્મતને તેજ બોધ આપે છે અને તેજ માર્ગ દેખાડે છે કે જેમાં ઉમ્મતના ગુનાહોની માફી, આખરેતની મુક્તિ અને દુન્યાની સદ્‌ગુણી જિંદગીનો સમાવેશ થયલો હોય છે. અને જેવી રીતે મજકુર ત્રણે ચીજોની ઉમ્મત મોહતાજ છે તેવીજ રીતે પોતે તે નબી કે રસુલ માટે પણ તે ત્રણે વસ્તુએ જરૂરી છે. કોઇ પણ ધર્મવિદ્વાનની મોટાઇની છાપ આપણા મનપર ત્યારેજ પડે છે કે જ્યારે તેની આજ્ઞાઓ પ્રમાણે ચાલતાં આપણે તેને પોતાને જોઇએ છીએ કારણકે સદ્‌ગુણને અમલમાં મૂકેલુ જોયા પછી તેની જેટલી છાપ પડે છે તેટલી સાંભળવાથી પડતી નથી.

એશિઆ ખંડના ઇસલામ સિવાયના બીજા ત્રણ મોટા ધર્મો ખ્રિસ્તિ, હિંદુ અને બૌધના ત્રણે આગેવાનોનાં તેઓના તાબેદારોમાં મનાતાં જીવન ચરિત્રો લઇને તપાસીએ કે તે સહુઓએ આપેલા બોધો પ્રમાણે તેઓ પોતે કેટલું વર્ત્યા અને તેઓનાં કૃત્યો મુજબ આજે તેઓના તાબેદારો ચાલે છે અથવા ચાલી પણ શકે છે કે નહીં? દાખલા તરીકે ઇસુ ખ્રિસ્ત (અલ) ના પર્વત પર આપેલા બોધ (સર્મન ઓફ ધી માઉંટ), નવા કરારની ઇંજીલોમાં પ્રખ્યાત છે તેમાં એક બોધ એ પ્રમાણે છે કે "જ્યારે કોઇ તારા એક ગાલપર તમાચો મારે ત્યારે બીજો તમાચો ખાવા માટે તું પોતાનો બીજો ગાલ પણ તેની આગળ તરત ધર" શું ખ્રિસ્તિઓમાં કોઇ એવો છે કે પોતે ખ્રિસ્તિ અથવા આજ સુધીના ખ્રિસ્તિઓમાંથી કોઇએ એ ફરમાન પર અમલ કીધેલો દેખાડી શકે?

બીજો દાખલો વેદોપર અને બૌધ ધર્મપર ચાલવા માટે સન્યાસનો લઇએ તો સાફ જણાઇ આવશે કે દુન્યા એવા બોધો પર ચાલવાને પેદા થઇ નથી યાતો તે પ્રમાણે ચાલી શકતી નથી. કારણકે સન્યાસ તો એ શીખવે છે કે આજથી હજારો વર્ષ પેહલાની રેહણી કરણી પોતાનામાં દાખલ કરી હાલની રેહણી કરણી તદન તજી દો. એટલે નતો લગ્ન કરો, ન ઘર બાંધો, ન કોઇની સાથે સગપણનો વહેવાર રાખો, ન ધંધાદારી કરો ન હુકુમત કરો. માત્ર લંગોટી બાંધી વનમાં જઇ વસો. ત્યારે શું સઘળા હિંદુઓ અને બૌધોને તેમજ નહીં કરવું જોઇએ? કારણ કે સન્યાસથી ઉત્તમ જિંદગી વેદોમાં અને બૌધ ધર્મમાં આ દુન્યા માટે બીજી કોઇ બયાન કરવામાં આવી નથી, ત્યારે હાલના આચાર્યો અને સ્વામીઓ તે પ્રમાણે કેમ ચાલતા નથી?

આખી દુન્યાના ડાહ્યા માણસોને જે નિયમપર ચાલવું પસંદ પડે અને જે કાનુનોથી તેઓને અણગમો થાય નહીં તેજ નિયમો અને કાનુનો કુદરતી, ખોદાઇ અને ફીત્રી ગણાશે. તેથીજ સઘળા પરધર્મીઓને જુઓ તો પોતાના ધર્મ પુસ્તકોનાં વખાણો મોઢેથી તો હદ બહારનાં કરે છે પણ તેમના ઘણાજ થોડા કાનુનો પર અમલ કરી ઇસલામી કાનુનો પરજ ચાલે છે. પરધર્મીઓના આગેવાનોનાં કામો પ્રમાણે તેઓના તાબેદારો ચાલતા નથી અને ચાલી શકતાંએ નથી, એનું શું કારણ હશે? કારણ એજ છે કે તે કામો કુદરતના નિયમોને

અનુસરતા નથી અને તેથીજ માણસ જાતિને જે જે ચીજોની જરૂર છે તે જરૂરોને તે કામો પૂરી પાડી શકતાં નથી. હાલના જમાનામાં પૈસો વધી ગયો છે અને તેથી લોકોમાં એશ આરામ દિન પ્રતીદિન વધતો જાય છે. તે લોકોને તેઓના પ્રાચીન આગેવાનોનાં કામો દેખાડી પૂછવામાં આવે કે તમે સન્યાસ કેમ અખ્ત્યાર કરતા નથી તો તેઓ જરૂર ઉત્તર વાળશે અને વાળે છે કે "સાહેબ! તેમ કરવું અમારી શકિતથી બહાર છે." હવે જાહેર છે કે એવું સદ્‌ગુણ શું કામનું કે જેના પર બે ચાર માણસ સિવાય કરોડો માણસ નહી ચાલી શકયા, ન ચાલી શકશે!

જેઓ દુન્યામાં રહીને દુન્યાના કામોમાં લાગી રહી હિદાયત (સત્ય માર્ગ) પર ચાલી દુન્યાની મોહમાયાથી દૂર રહેવાનો અને ખુદાપાકથી મન લગાડવાનો રસ્તો દેખાડનારને ઢુંઢતા હોય એવા ગુણીજનોને માટે એક એવા "ઉસવએ હસના" એટલે સર્વોત્તમ સદ્‌ગુણનાં સઘળાંજ કામો કરનારનો નમુનો કુદરત તરફથી મળવાની જરૂર હતી કે જે આગેવાન ખોદાઇ કાનૂનોની એક કિતાબ પોતાની સાથે લાવી તેમાં ફરમાવેલા દરેક કામને દરમ્યાની રીતે પોતે કરી બીજાઓને તેમ કરતાં શીખવે.

સદ્‌ગુણો અને દુન્યાના કામો દસ વીશ કે ચાળીસ પચાસ નથી જે અહીં લખી ગણી શકાય પણ જો આખી દુન્યાના માણસો અને જીન્નો એકઠા થઈ એક બીજાના મદદગાર બની તે સઘળાં કામો અને સદ્‌ગુણોની એક એવી લીસ્ટ તૈયાર કરે કે જેમાં દરેક સારા ધંધા, નોકરી, ઓહદા અને ગૃહસ્થાઇની સાથે સંબંધ રાખનારૂં દરેક સદ્‌ગુણ સમાયલું હોય અને તેવી લીસ્ટમાંથી મરજીમાં આવે તે સદ્‌ગુણને લઇ આપ (સલ) ની પવિત્ર ઝાતમાં ઢુંઢવા કોઇ ઉભો થશે તો હદીસો અને સેયરની પ્રખ્યાત કિતાબોમાં ઘણાંજ ઉંચા પ્રકારનું તેવું સદ્‌ગુણ આપની ઝાતમાં તેને મળી આવશે જેનો નમુનો એક આ નાની જેવી કિતાબ **શમાએલ છે.** ધર્મ અને તે સાચા હોવાની બીજી સેંકડો દલીલો ઉપરાંત એ પણ એક એવી અનુપમ દલીલ છે કે જે ધર્મ સ્થાપકમાં માતબર સનદે તે મળી આવે તેજ ધર્મને આખી દુન્યાના સત્ય શોધકો સત ધર્મ અને સાચો દીન માન્ય રાખશે.

ત્યારે આખી દુન્યામાં જે પ્રખ્યાત અને મોટા ધર્મો છે તેઓનાં ધર્મ પુસ્તકો તપાસતાં જણાય છે, કે એક પણ ધર્મસ્થાપકમાં મજકુર વાત મળી આવતી નથી અને નતો તેઓ વાસ્તે કોઇ સાબેત કરી શકે છે. કોઇ બહુજ કોશિશ કરશે તો તેને એક બબે ખાસ ખાસ સદ્‌ગુણો જુદા જુદા આગેવાનોમાં મળી આવશે. એકજ માણસમાં સઘળા સદ્‌ગુણો એકઠાં મળી આવશે તો ફકત ઇસ્લામી દીન-સ્થાપક (સલ) માંજ મળી આવશે. એજ કારણે ઇસ્લામીઓ માને છે કે આગળ થઇ ગયલા સઘળા નબીઓ અને રસુલોનુ શિક્ષણ સદ્‌ગુણો માટે પ્રાથમિક (પ્રાયમરી) કે શરૂઆતનું હતું અને તેથી અપુર્ણ હતું કુઆન જેવી સંપુર્ણ (કામેલ) શિક્ષણ આપનારી કાનૂનોની કિતાબ આખા જગતના પેદા કરનાર તરફથી આખી દુન્યા માટે જે શિક્ષણ લાવી, તેને આપે (સલ) એવુંતો સંપુર્ણ અને ઉંચા દરજ્જાનું બનાવી દીધું કે તે પછી મજકુર શિક્ષણ કરતાં ઉંચું અને સંપુર્ણ શિક્ષણ આખી દુન્યાને આપવા માટે ન કોઇ ખોદાઇ કાનૂન કે ફીલસુફોના કાયદાઓની જરૂર રહી અને નતો કોઇ નબી કે રસુલ અથવા પેગંબરની. અને તેથીજ ખોદાપાકે, તેના રસુલોએ અને આખી ઇસ્લામી દુન્યાએ આપ (સલ) ને ખાતિમુલ અમ્બિયા, ખતમુર-રોસોલ અને સૈયેદુલ અંબિયાએ વલમુર્સલીનના મહાન અલકાબથી પોકાર્યા.

"હુસ્ને યુસુફ, દમે ઇસા, યદે બૈઝા દારી
આંચે ખુબાં હમા દારંદ તુ તન્હા દારી."

સલલલ્લાહો અલયહે વ અલા આલિહી વ જમીએ અસહાબિહી વ સલ્લમ.

જનાબ રિસાલત મઆબ (સલ) દુન્યાને માટે એક સારો નમુનો છે એ દાવો માત્ર એટલીજ હકીકત જાણવાથી સાબેત થઇ જશે કે કુદરતે તેઓ સાહેબને એક અનાથ (યતીમ) ની હાલતથી વધારીને રાજાઓના રાજાની જિંદગી સુધી પહોંચાડયા અને તે દરમ્યાન આપ (સલ) ને દુન્યાની કાયદાસર જાહેર કેળવણી મેળવવાથી તેમજ વિદ્વાનોના સમાગમથી તદન દૂર રાખ્યા અને આપ (સલ) પર તે સઘળા બનાવો બન્યા કે જે સઘળા બનાવો એ એ જિંદગીની સાથે સંબંધ રાખનારા જુદા જુદા લોકો પર બનવા જોઇએ. બનાવો બનતા ગયા તેમ તેમ આપ (સલ) થી સઘળા સદ્‌ગુણો ઉત્તમ રીતે જાહેર થતા ગયા; જે સઘળા સદ્‌ગુણો એવી આશ્રય વિનાની અને ફેરફાર વાળી જિંદગીઓ સાથે સંબંધ ધરાવનારા એકજ માણસથી જાહેર થવા અસંભવિત છે. આ સઘળી પરીક્ષાઓમાં જોકે અગણિત નડતરો વચ્ચે નડેલી, છતાં તે બધામાં આપ (સલ) ફતેહમંદ થયા.

જેટલા સદ્‌ગુણો છે તેમાંના એકનો અથવા સઘળાનો સંપુર્ણ નમુનો કોઇ માણસને આપણે ત્યારે કહીશુ કે જ્યારે ભારેમાં ભારે પડતીની વખતે ચોમેરથી બધી રોકાણો હોવા છતાં તેને તે સદ્‌ગુણ કે સદ્‌ગુણોને છોડયા નહીં હોય અને ભારેમાં ભારે આફતની વખતે તે તેઓને વળગી રહયો હોય. બીજા કેટલાક ધર્મના આગેવાનોની પેઠે આપ (સલ) ને કોઇ બાદશાહ કે રાજાના ઘરમાં કુદરત તરફથી એટલાજ માટે જન્મ આપવામાં નહીં આવ્યો કે આખો દુન્યા આગળ એ વાત જાહેર થઇ જાય કે આપ (સલ) ફકીરીની હાલતમાં રહી દુન્યાની મોહમાયાને ઠોકર મારતા રહ્યા અને પોતાની સખતમાં સખત હાજતમાં અને જરૂરતના વખતમાં આપે દુન્યાના લાભોની જરાએ દરકાર રાખી નહી. રાજપાટ છોડી સન્યાસ લઇ વનવાસ કરી મોહમાયાથી દુર રહી શકાય છે

ઝાહિદ ન દાશ્ત તાબે જમાલે પરી રૂખાં
કુંજે ગિરફતો તર્સે ખુદારા બહાના સાખ્ત,

પણ દુન્યામાં, દુન્યાદારોમાં રહી, દુન્યાથી દૂર રેહવું, નફસ કુશી (સંયમ) ની સખતમાં સખત પરીક્ષા છે. આપ (સલ) દુન્યામાં લંપટ થયા નહીં પણ આખી દુન્યાને પોતાની હિદાયતના નૂરથી અને સમાગમના પ્રકાશથી પ્રકાશિત કરી ગયા કે જે નૂરને કેયામત સુધી કોઇ હોલવી શકશેજ નહીં. **વલ્લાહો મુતમ્મો નુરિહી વલવ કરેહલ-કાફિરૂન."** જો આપ (સલ) એ પ્રમાણે નહીં કરતે તો સાબેત થાત કે ઇનસાની શકિતઓને કુદરતે જે જરૂરને માટે પેદા કીધી છે તે નકામી પેદા કરવામાં આવેલી છે. અને જાહેર છે કે "રબ્બના મા ખલકતા હાઝા બાતેલા" ઓ અમારા રબ! તેં આ સઘળું (સૃષ્ટ) નકામું પેદા કીધું નથી.

આપણે બધા મનુષ્યો સ્વભાવિક રીતે માણસોમાં રહી ગુજારો કરનારા છીએ અને તેથીજ કુદરતે આપણને અનેક જુદી જુદી શકિતઓ અને અવયવો અર્પણ કીધા છે કે જે વડે આપણે એક બીજાના આરામ અને શાંતિમાં વધારો કરી શકીએ. દુન્યામાં રહી દુન્યાના સારાં અને જાયઝ કામો પણ કરતાં રહીએ અને ખુદાપાકની બંદગી પણ બજાવી લાવીએ. દરેક દુન્યાવાસીને એક સદ્‌ગુણી ભાગ્યશાળી દુન્યાદાર હોવાને લીધે જિંદગીને માટે જેટલી વસ્તુઓ જરૂરી અને ઉપયોગી છે તે સઘળી મેળવવી પડે છે, દુન્યામાં પેદા થએલા લોકો દુન્યામાંજ રહેવા પેદા કરવામાં આવ્યા છે તેથી દુન્યાના સઘળા જાયઝ કામો તેઓને શીખવાં પડે છે. દુન્યામાંજ રહી અધ્યાત્મિક (રૂહાની) દરજ્જાઓ એક પછી એક તેઓને પસાર કરવા પડે છે. ત્યારે જાહેર છે કે વનવાસી જંગલમાં રેહનાર સન્યાસી કોઇ પણ દહાડે આપણો જાહેરી (શારીરીક) અને બાતેની (આત્મીક) શિક્ષક અને આગેવાન બની કે થઇ શકતો નથી. કેમકે તેને શહેર વાસીઓની હાલતોનો અનુભવ

અને સમાગમ હોતો નથી. વળી જે માણસ ખોદાપાક તરફથીજ લોકોનો આગેવાન અને તેઓને હિદાયત દેવા નીમાયો હોયતો પોતે ખોદાઇ નિયમને પણ એ વાત વિરૂદ્ધ દેખાય છે કે તે દુન્યામાં રહી દુન્યાના લોકો અને દુન્યાના કામોને સુધારવાનું છોડી દઇ જંગલમાં કે પર્વતની ગુફામાં જઇ ભરાઈ બેશે અને પોતાને જોઇતી જિંદગી ગુજારવાની વસ્તુઓનો બોજો બિચારા દુન્યાદારો પર નાંખે. દુન્યાદારોને શી જરૂર છે કે તેને માટે ઘંટી ફેરવવાની અને ચુલ્હો સળગાવવાની મુસીબત પોતાને શિર લીએ અને આગેવાનજી ગુફામાં બેશી શીરા પૂરીનો આહાર કરે.

આપે (સલ) દુન્યામાં પધારી આ ગફલતના પડદાના ટુકડે ટુકડા ઉડાવી દીધા અને એ વહેમી માન્યતાને લોકોના મન પરથી દૂર કીધી કે જંગલમાં રહી હાથે પગે નકામા થવું એજ મૂળ ઇબાદત છે. એભૂલ સુધારવા માટે એવું ફરમાન છે કે "દુન્યાનાં જેટલાં કામો ખુદાપાકની મરજીને આધીન થઇને કરશો તે સઘળાં ઇબાદત બની જશે." જાયઝ રીતે દરેક ધંધો કરનારનો ધંધો અને નોકરી કરનારની નોકરી અને હાકેમની હકુમત તેઓ માટે ઇબાદતજ છે. આપે (સલ) કુર્આનની આયતો લોકો આગળ ફકત પઢીને અથવા માત્ર મ્હોંઢેથી ઉપદેશ કે વએઝ નસીહત કરીને લોકોને સાચો માર્ગ દેખાડ્યો હોય એમ સમજવું નહીં પણ પોતે દુન્યામાં રહી બધાં સારાં અને જરૂરી કામોને પોતે કરી દરેકે દરેક સદ્‌ગુણનો પોતે કીધેલો દાખલો કાયમ કરી આપણાથી તેઓ જુદા પડ્યા છે, અને આગલા ધર્મ આગેવાનો પોતાની જીંદગીમાં પોતે પોતાના ઉપદેશો પર ચાલેલા કે નહીં તેનો દાખલો નહીં હોવાથી લોકોના દિલો પર ઇબાદતના મજકૂર ખોટા અર્થોનો જે વહેમ બેસી ગયો હતો અને તેથી તેઓમાંનો કોઈ તો પર્વતની ગુફામાં જઇ બેસતો અને કોઈ ખાવાપીવા તથા શરીર ઢાંકવાને એબ ગણતો તે સઘળી માન્યતાઓનો નાશ થઇ ગયો, અને ખરું જુઓ તો હાલના સમયમાં બધા લોકોએ પછી તેઓ હિંદુ હોય કે ખ્રિસ્તિ, યાહુદી હોય કે જૈની, સઘળાઓએ પોતાના આગેવાનોની અશક્ય તાબેદારી છોડી દુન્યાને અનુસરતું આપ (સલ) નું વર્તન અખત્યાર કર્યું છે અને જેમ જેમ સુધારો પેસતો જશે તેમ તેમ કરતા જશે.

હઝરત ઇમામ અબુ ઇસા તિર્મિઝી (રહ) આ કિતાબના રચનાર છે. એવણે રિવાયત સાથે ઘણી કિતાબો અને હદીસો રચી છે જેવી કે જામેઅ તિરમિઝી, અલજામેઅ વલ–એ લલ વિગેરે જેથી હદીસોમાં આપની શોધખોળ મસાએલની તપાસ અને હદીસોની કિસમો બયાન કરવામાં ઇમામ ગણાયા છે. તેઓની કિતાબોનો બહોળો ફેલાવો થઈ ગયો અને તે એટલે સુધી કે તે કિતાબો ઇસલામી મોટા મદરસાઓના કોર્સમાં દાખેલ છે. તેવણની મોટાઇને આખી ઇસલામી દુનીઆ જાણે છે. તેઓ માટે અને તેઓની સચ્ચાઇ માટે હું તો શું લખું પણ હિંદુસ્તાનના હદીસના આલિમોના ઉસ્તાદ, હઝરત મોલાના શાહ અબદુલ અઝીઝ સાહેબ મોહદ્દિસે દેહલવી (રહ) એ પોતાની કિતાબ "બુસ્તાનુલ મોહદ્દિસીન" માં જે લખ્યું છે તેટલુંજ લખવું વાંચક વર્ગની ખાત્રી માટે બસ છે:–"(ઇમામ) તિર્મિઝી (હઝરત ઇમામ) બુખારી (રહ) ના માનીતા શાગિર્દ છે અને તેઓ (હઝરત ઇમામ મુસ્લિમ (રહ) અને અબૂદાઊદ અને તે બંનેના ઉસ્તાદોથી (હદીસો) રિવાયત કરે છે. હદીસના આલિમો (ઇમામ) તિર્મિઝીને હદીસો મ્હોઢે યાદ રાખવામાં બેનઝીર અને બેમિસ્લ ગણે છે અને (હઝરત ઇમામ) બુખારીના ખલીફા લખે છે. આપ પરહેઝગારી અને (ખુદાપાકની) બીક એટલી બધી રાખતા હતા કે, રડતાં રડતાં છેવટે આપની આંખોથી દેખાતું ન હતું. જન્મ આપનો સન ૨૦૯ હિજરીમાં થયો અને તા. ૧૩ મી રજબ સને ૨૭૯ હિજરીમાં પીરની રાત્રે ખાસ તિર્મિઝ શહેરમાં આપ ગુજરી ગયા."

આપે આ જમાનાના હૃદયહાર જનાર મુકલ્લિદો અને ગેર મોકલ્લિદો બંને પર આભાર કીધો છે. મુકલ્લિદોપર એ કે સહાબા, તાબેઇન અને તબએ તાબેઇન (રદી) ના જમાનામાં પણ મઝહબો હતા એ સાબિતી પોતાની પ્રસિદ્ધ કિતાબ "તિર્મિઝી શરીફ" માં દેખાડી અને ગેર મોકલ્લિદોને તે ઉપરથી ચેતવણી આપી ગયા કે તમે મઝહબની પયરવીને રદ બાતિલ અથવા શિર્ક બિદઅત કહો છો એ તમારી ધારણા ખોટી છે. અને એવીરીતે બંને પક્ષોને સુલેહસંપથી ચાલવાની હિદાયત કીધી જે આ જમાનામાં ઘણીજ જરૂરી છે.

છેવટે જનાબ મુશફિકી હકીમ હાજી અબ્દુર રહમાન સાહેબ ઇબ્ને જનાબ મૌલાના મૌલવી હાફિઝ ગુલામ મોહમ્મદ સાદિક સાહેબ (રહ) નો ખરા દિલથી આભાર માનું છું કે "લહૂ લગાકર શહીદોંમે નામ"ની કેહવત લાગુ પાડવાની સારી તક તેઓ સાહેબે મને આપી એટલે એવી મુબારક કિતાબનો તર્જુમો કોઇની પણ મદદ લીધા વગર તેવણે પોતેજ કરી બધો સવાબ તો પોતાનેજ માટે રાખ્યો માત્ર પ્રસ્તાવના લખવાનું કામ મને સોંપ્યું. ખેર! સારા કામમાં જેટલો પણ ભાગ મળી આવે તેને હું મારી ભાગ્યશાળી સમજી અલ્લાહપાકનો શુક્ર કરૂં છું. ખરેખર! કુતુબખાનએ સાદિકીયઃ-ગુજરાતી ભાષામાં ભાષાંતર થયલી દીની કીતાબોનો ખજાનો છે જેમાં અકાયદ, ફિકેહ, હદીસની ઘણી ખરી જરૂરતની કિતાબો તેમજ પરધર્મીયોના ખંડનની ચોપડીઓ મળી આવે છે પણ હજી કુર્આને શરીફનો ગુજરાતી ખરો તર્જુમો, અને તેની ખરી તફસીર અને જનાબે નબી સાહેબ (સલ)નું વિસ્તાર સાથે અને આપના સદ્દગુણો પર હુમલા કરનારાઓના રદવાળું એક જીવન ચરિત્ર (સવાનેહ કે લાઇફ) ની મજકુર ખજાનામાં ખોટ છે. હક તઆલા તે ખોટને પણ પુરી પાડે. આમીન બેજાહે રસુલેહિલ અમીન સલ-લલ્લાહો અલેહે વ આલિહી અજમઇન.

અહકર,
**સૈ. અલી અકબર કાદેરી.**
કાનલ્લાહો લહૂ.

# ભાષાન્તર કર્તાની દોઆ તથા અરજ.

અલ્લાહ પાકની લાખ લાખ હમ્દ અને શુકર કે તેણે પોતાના પવિત્ર ઇસ્લામમાં મારો જનમ આપી મુજ અદનાથી દીનની ખિજમતને કરવાને ભાગ્યશાળી કર્યો અને અગણિત દોરૂદ હજરત મોહમ્મદ મુસતફા (સલ૦) માટે છે કે જેમણે નબુવ્વતનું ઘર સમાપ્ત કીધું અને જેવણ માટે કુરઆન કિયામત સુધી - મોજીઝો બન્યું અને જેવણનાં રૂપગુણ (શમાએલ) વીષે અલ્લાહ પાકે કુરઆને શરીફમાં બધાઓ માટે રહમત ફરમાવ્યું કે **"વમા અરસલનાક ઇલ્લા રહમતલ લિલઆલમીન"** તથા ફરમાવ્યું, **"ઇન્નક લ-અલા ખોલોકીન અઝીમ"**૦ કે ખરૂ જોતાં તેમના પવિત્ર સદ્દગુણો અલ્લાહજ બયાન કરી શકે છે. અને બાકી બધા લાચાર છે. અને તેમની આલ ઔલાદ તથા સર્વ સહાબા માટે છે કે જેવણે તે રૂપગુણના ખજાનાને પુરતી સંભાળથી પાછલાઓને પહોંચાડ્યો તથા સર્વ મુસલમાનો માટે છે.

એ પછી આપ (સલ)ના ગુલામોનો ગુલામ હકીર ફકીર અબ્દુર રહમાન બીન મૌલાના મૌલવી ગુલામ મોહંમદ હાફિજ સાદેક અરજ

કરે છે કે મારા બાવાજી સાહેબે ("નવવરલ્લાહો મરકદહુ") જ્યારે રસુલુલ્લાહ (સલ) ના પાક ફરમાનો લખવા **મશારેકુલ અનવાર** નામની **હદીસ**ની કિતાબનો ગુજરાતી ભાષામાં પહેલા ભાગનો તરજુમો કરી માહે શાબાન સને ૧૩૨૩ હી. માં છપાવ્યો હતો ત્યારે તેની પ્રસ્તાવનામાં મૌલાના મરહુમે નેયત કરી હતી કે મશારેકુલ અનવારના ત્રીજા ભાગની આખરમાં શમાએલે તિરમેઝીનો તરજુમો પણ ત્યાં શામેલ કરીશ કેમકે મશારેકુલ-અનવારમાં માત્ર હજરત (સલ) ની કહેલી હદીસો છે. અને શમાએલે તિરમિઝીમાં આપની આદતોની હદીસો એટલે આપના ચાલ ચલણો તથા ગુણરૂપની હદીસો છે. પણ પુરૂં કરાવવું અલ્લાહનુંજ કામ છે. જેથી મૌલાના મરહુમ કાંઇ અડચણ હોવાને લીધે મશારેકના ત્રીજા ભાગની પાછળ એને શામેલ કરી શક્યા નહતા ફરી મૌલાના મરહુમે શમાએલે તિરમેઝી જુદીજ છપાવવાના ખીયાલથી લખવી શરૂ કરી હતી અને લખતા લખતા શમાએલ ના (૨૬) છવ્વીશમાં પ્રકરણની તેવીશ (૨૩) મી હદીસ સુધી પહોંચ્યા હતાં અને બાકીનો તરજુમો બીમારી તેમ બીજી દીની ખિદમતને લીધે અપુર્ણ હતો. તે બાદ મૌલાના મરહુમ આ ફાની દુનિયાથી સીધારી ગયા ખુદાપાક તેવણની કબરને પણ પોતાના હબીબના વસીલાથી મુનવ્વર કરે આમીન-જેથી મેં અદનાએ, ખુદાપાકના ફજલથી અને તેની તોફીકથી કિતાબનો બાકી તરજુમો સમાપ્ત કર્યો. અને એ વીષે હું મારી નજાતની ઇચ્છા રાખું છું કારણ કે અલ્લાહના રસુલ (સલ) નું સાચું ફરમાન છે કે "મારી ઉમ્મતને ચાલીશ હદીસો પહોંચાવનાર કિયામતને દિવસે આલમા અને ફોકહાઓની જમાઅતમાંથી ઉઠશે. અને હું તેના ઇમાનની ગવાહી આપીશ. તથા તેની સિફારશ કરીશ" વળી બીજી હદીસમાં ફરમાવ્યુ છે કે "હમદ અને સલાત પછી વાત તો આ છે કે ખચીત બેહતરવાત (કલામ) ખુદાની કિતાબ છે. અને સારો માર્ગ મોહંમદનો માગ છે. અને બુરા કામો તે, નવા નિકળેલાં (બિદઅત) છે. અને દરેક બિદઅત ગુમરાહી છે." (મુસલિમ) અને મારે માટે તેમ મારા સર્વ મુમેન મુસલમાન ભાઇઓ માટે ખાસ કરી મારા માબાપ તથા ઉસતાદો તથા આ કિતાબને છપાવી મફત કરનાર ભાઇઓ માટે પણ અલ્લાહના રસુલ (સલ) ની શફાઅત નસીબ થવા અલ્લાહ પાસેજ દોઆ માગું છું કે ખુદા પાક તે દિવસે આપ (સલ) ના તોફેલથી હમને પણ નજાત બખશે. અને દોઆ કરૂં છું કે અલ્લાહ પાક મને તથા સર્વ મુસલમાન ભાઇઓને અલ્લાહના રસુલની તાબેદારીમાં રાખે અને હમેશ આપ (સલ) ની પેરવી કરવાની તોફીક આપે કારણ કે અલ્લાહના રસુલે (સલ) ફરમાવ્યું છે. કે "જે શખસ ઇનકાર કરે અને નહીં માને તેના સિવાય મારી સઘળી ઉમ્મત જંનતમાં જશે. લોકોએ કહ્યું કે ઇનકાર કરનાર નહીં માનનાર કોણ છે? હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે મારી તાબેદારી કરી તે જંનતમાં જશે. અને જેણે મારી ના ફરમાની કરી તેણે ખચીત નકાર કર્યો." (બુખારી) ખુદાપાક અમોને તેવી ખુશીથી તથા તેવા ગમથી અને તેવી જગ્યાથી તથા તેવા વખતથી, અને તેવા માલ અને ઇજઝતથી અને તેવાં કામોથી અને તેવા મજહબ ઉપર ચાલવાથી અને અને પોતાના નફસ ઉપર ચાલવાથી કે જેથી રસુલુલ્લાહ (સલ)ની પેરવી થતી નહોય તે સર્વથી બચાઓ આમીન આમીન આમીન.

છેવટમાં હમારૂં માત્ર આ કહેવું છે કે ખરેખર સર્વ સ્તુતી અલ્લાહ માટે છે કે જે સર્વ જહાનનો પાલનાર છે. એજ વસ્સલાતો અલન્નબી.

**લી० અબ્દુર રહમાન બીન મૌલાના**
**ગુલામ મોહમ્મદ હાફેજ સાદેક.**
**ઠા० કુતોબખાના સાદેકીય્યહ.**
**મુ૦ રાંદેર જી. સુરત.**

# શમાએલ તિરમેઝી




## ઘણોજ મોટો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી

### અધ્યાય પહેલો.

### રસૂલુલ્લાહ (સલ)ના હુલ્યા મુબારક શરીરના દેખાવ વિષે

૧. અનસ (રદી) થી રિવાયત છે તેવણુ કહેતા હતા કે રસૂલુલ્લાહ (સલ) ઘણા ઉંચા ન હોતા અને ન ઠીંગણા હતા, ન ઘણા ઉજળા ન ઘઉંલા રંગના હતા, ન ઘણા ઘુંગરૂ વાળ વાળા હતા અને ન સીધા વાળ વાળા. અલ્લાહ તઆલાએ તેમને ચાલીસ વર્ષે પેગમ્બરી આપી. ફરી તેવણુ મક્કામાં દશ વર્ષ રહ્યા અને મદીનામાં દશ વર્ષ રહ્યા ફરી અલ્લાહે સાઠ વર્ષને છેડે તેમને વફાત આપી. અને જુઓ તો તેમના માથામાં કે ડાઢીમાં વીશ વાળ સફેદ નહોતા.*

૨. અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે, તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) દરમ્યાના કદના હતા. ન લાંબા હતા ન ઠીંગણા, સડોળ

* સાડી રિવાયતોને જોતાં હઝરત (સલ) ની ઉમર મુબારક ત્રેસેઠ વર્ષની થઈ હતી અત્રે રાવીએ કસરને ગણી નથી    અ. રહમાન

શરીરના હતા અને તેમના વાળ ન ધુંગરવાળા હતા અને ન સીધા હતા લાલ રંગના હતા. જ્યારે તેવણ ચાલતા તો આગળ હાલત ચાલતા.

૩. અબૂ ઇસહાકથી રિવાયત છે તેવણે કહ્યું કે મેં બરાઅ બીન આઝિબ (રદી) થી સાંભળ્યું છે તેવણ કહેતા હતા કે રસૂલુલ્લાહ (સલ્લ) દરમ્યાના કદના, બંને ખભા વચ્ચેથી ચોડા, કાનના બંને ચાપવા સુધી લાંબા વાળ વાળા પુરૂષ હતા. (એક વેળા) તેમના ઉપર લાલ ચાદર હતી. આપથી વધુ ખુબસુરત કોઇને મેં કદી જોયો નથી.

૪. બરાઅ બીન આઝિબ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે લાલ હુલ્લામાં કોઈ બાબરી-વાળાને મેં રસૂલુલ્લાહથી વધુ ખુબસૂરત જોયો નથી. તેમના વાળ બંને ખભાને લાગતા હતાં. બંને ખભા વચ્ચેથી થોડા ચોડા હતા ન ટુંકા હતા ન લાંબા.

૫. અલી બીન અબી તાલિબ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે નબી (સલ) ન લાંબા હતા અને ન ઠીંગણા હતા. ચોડી હથેલીના તથા ચોડા પગના હતા. મોટા માથાના તથા ચોડા હાડના હતા. છાતીથી તે ટુંટી સુધી વાળની (એક) લાંબી લીટી હતી જ્યારે ચાલતા તો આગળ ઢળતા ચાલતા, જાણે આપ ઉપરથી ઉતરતા હોય તેમની આગળ તથા તેમની પાછળ મેં તેમના જેવા (કોઈને) જોયા નથી. મસઉદીએ (રહ) આ હદીસ અબુ નોઐમને કહી છે તેવીજ રીતે એજ અર્થમાં એજ સનદથી વકીઅને પણ કહી છે.

૬. હજરત અલી (રદી) ની ઓલાદથી ઇબરાહીમ બીન મોહમ્મદથી રિવાયત છે તેવણે કહ્યું કે હજરત અલી (રદી) જ્યારે રસૂલુલ્લાહ (સલ) ની શકલ સુરત બયાન કરતા હતા તો કેહતા કે આપ ઘણા ઉંચા નહોતા તેમ ન ઘણા ઠીંગણા. પણ લોકોમાં દરમ્યાના હતા. ઘણાજ ધુંગરૂ વાળા વાળના કે સીધા વાળના નહોતા જરા વાંકા વાળવાળા હતા. ફુંગરેલા અથવા થોભરાવાળા મ્હોંના નહોતા. અને ન ટુંકી પેશાનીના. ગોળ મ્હોંના હતા. તેમનું મ્હોં જરા ગોળ હતું રતાસ પડતા સફેદ હતા. કાળી, આંખોના, લાંબા પાંપણના, મોટા હાડના હતા અને ખુંધ વગર વાળની, છાતીથી ટુંટી સુધી લાકડીની જેમ વાળની સીધી લીટીવાળા. ચોડી હથેલીના તથા ચોડા પગના હતા. જ્યારે ચાલતા તો પગ ઉપાડીને ચાલતા જાણે ઉપરથી નીચે ઉતરે છે. અને જ્યારે જોતા તો બંને આંખો વડે જોતા. તેમના બંને ખભા વચ્ચે મોહરે નુબૂવ્વત હતી અને તેવણ સર્વ નબીયોમાં છેલ્લા (ખાતેમુન નબીયીન) છે, લોકોથી તેવણ સખી દિલના છે તથા લોકોથી વાતમાં ઘણા સરળતાવાળા અને સાચા છે, અને સર્વથી સ્વભાવમાં ઘણા નરમ છે, અને સર્વથી સાથીઓને ઘણું માન આપનાર છે. જે કોઇ તેમને પ્રથમ જોતો તે હૈબત ખાતો પણ કોઇ આપની સભ્યતાને જાણી લઈ આપની સંગતમાં રહેતો તો તે તેમને પ્યાર કરતો, આપનો બયાન કરનાર કહે છે કે હજરતની આગળ કે તેમના પછી મેં તેમના જેવો કોઇને જોયો નથી *

૭. હસન બીન અલી ( રદી ) થી રિવાયત છે તેવણ કહે છે કે મેં મારા મામા હિન્દ બીન અબી હાલાને પુછયું અને તેવણ રસૂલુલ્લાહ ( સલ ) ના ચેહરાને સારી રીતે બયાન કરનાર હતા અને હું ઇચ્છતો હતો કે તેવણ મારે માટે કંઇક બયાન કરે કે હું તેને યાદ રાખું તો તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ ( સલ ) લોકોની નઝરમાં તેમ દીલોમાં ( પણ ) મોટા હતા તેમનો ચેહરો પુનમના ચંદ્રની જેમ ચમકતો હતો. દરમ્યાના કદવાળાથી ઉંચા હતા પણ ઘણા લાંબાથી નીચા હતા. મોટી ખોપરીના જરા વાંકા વાળના હતા. જો તેમના વાળ છૂટા પડતા તો સેંતો પાડતા અને નહીં તો રહેવા દેતા. જ્યારે તેવણે વાળ લંબાવ્યા હોય તો તે

* કર્તાએ આ જગ્યા આ હદીસમાં વપરાયલા શબ્દોની ટીકા અસમઈના વિવેચનથી કરી છે જે તરજુમો વાંચનારને કંઈ લાભકારક નથી જેથી તેનો તરજુમો લખ્યો નથી. ગુ૦ મો૦

કાનના ચાપવાએ પહોંચતા, સારા રંગના ચોડી પીશાનીના ભવો વાંકી અને ભરેલી પણ (બન્ને) મળેલી ન હતી. બંને વચ્ચે એક રગ (નસ) હતી જે ગુસ્સા વખતે ફુલતી હતી. લાંબા નાકના જેના ઉપર નૂર હતું. જે માણસ ઉંચા નાક હોવાનો ખ્યાલ નહીં કરતો તે પણ આપનું નાક ઉંચુ હોવાનું જાણી લેતો ઘની દાઢીવાળા સીધા તથા નરમ ગાળના, ચોડા મોંના, દાંતો વચ્ચે ગાળાવાળા. છાતીથી તે દુંટી સુધી વાળની પાતળી લીટીવાળા, તેમની ગરદન જાણે હાથીદાંતની બનાવેલી મુર્તિની ગરદન છે ચાંદી જેવી ચમકતી પણ સખત (ઢીલી નહીં) પેટ અને સરખા છાતીના, સીનો ચોડા બંને ખભા વચ્ચેથી ચોડા મોટા હાડના, શરીરની જે ખુલ્લી જગ્યા હતી તે ચમકતી હતી, હાંસડીથી તે દુંટી સુધી લીટી જેમ વાળ હતા. એ સિવાય પેટ તથા છાતી પર વાળથી કોરા હતા. કાંડા, ખભા, તથા સીનાથી ઉપર વાળવાળા, મોટા કાંડાના ચોડી હથેલીના ચોડા હાથના તથા ચોડા પગના, લાંબી આંગળિઓના, પગના તળિયામાં કમતી માસનાં ખાડાવાળા, એવા સુંવાળા પગોના કે પાણી ઠરે નહીં. જ્યારે ચાલતા તો ઉખડીને ચાલતા આગળ ઝુલતા પગલાં ભરતા. અને આહિસતાથી ચાલતા પણ માર્ગ જલદી કાપતા જ્યારે ચાલતા તો જાણે ઉપરથી ઉતરે છે અને જ્યારે નજર કરતા તો સામટી રીતે નજર કરતા નીચી નજરે જોતા. આસમાન તરફ નજર કરવા કરતા ઝમીન તરફ તેમની નજર ઘણી રહેતી. શરમાળ નજરે વધુ જોતા હતા. પોતાના સહાબાને આગળ ચલાવતા જેની મુલાકાત થતી તેને પ્રથમ સલામ કરતા.

૮. સિમાક બીન હરબ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે મેં જાબેર બીન સમોરા (રદી) થી સાંભળ્યું છે તે કહેતા હતા કે રસૂલુલ્લાહ ચોડા મ્હોંના હતા. કાળી આંખોના, એડી ઉપરથી થોડા માંસના.

૯. જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે મેં (એકવાર) રસૂલુલ્લાહ (સલ) ને ચાંદની રાતમાં જોયા તેમના ઉપર લાલ હુલ્લો (ચાદર) હતો. ફરી હું તેમની તરફ તથા ચંદ્રની તરફ જોતો હતો તો ખચીત તેવણ મારા મત પ્રમાણે ચંદ્રથી વધુ સુંદર હતા.

૧૦. અબુ ઇસ્હાક (રદી) થી રિવાયત છે કે એક પુરૂષે બરાઅ બીન આઝિબ (રદી) થી પૂછયું. શું રસૂલુલ્લાહ (સલ) નું મોં તરવાર જેવું ચળકતું હતું? તેવણે કહ્યું નહીં. બલકે ચંદ્ર જેવું હતું.

૧૧. અબુ હોરેરા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) એવા સફેદ હતા જાણે ચાંદીથી ઢલાયલા હોય, જરા વાંકા વાળના.

૧૨. જાબેર બીન અબ્દુલ્લાહથી રિવાયત છે કે ખચીત રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે પેગમ્બરો મારી સમક્ષ કરવામાં આવ્યા તો મુસા (અલ) ને હું જોઉં છું કે તેવણ એક તરેહના દુબળા પાતળા પુરૂષ હતા. જાણે તેવણ (યમનના કબીલા) શનુઆમાંથી છે. અને મેં ઇસા બીન મરયમ (અલે) ને જોયા તો ઉરવા બીન મસઊદને મળતી શીકલમાં જોયા. અને ઇબ્રાહીમ (અલે) ને જોયા તો તમારા સાથી જેવા (એટલે હજરતના જેવા) અને જીબ્રઇલ (અલે) ને જોયા તો દહયા (રદી) ની સુરતથી મળતા હતા.

૧૩. સઇદ જોરેરા (રદી) થી રિવાયત છે તેવણ કહે છે કે મેં અબુ તોફેલથી સાંભળ્યું તેવણ કહેતા હતા કે મેં રસૂલુલ્લાહ (સલ) ને જોયા છે. અને જમીનની પીઠ ઉપર તેમને જોનારૂં મારા સિવાય કોઇ રહ્યું નથી મેં (તેમને) કહ્યું મારી આગળ આપનું બયાન કરો તેવણે કહ્યું કે હઝરત (સલ) સફેદ નમકીન રંગવાળા દરમ્યાના કદ તથા બદનના હતા. અલ્લાહની રહમત તેમના પર થાઓ.

૧૪. ઇબ્ને અબ્બાસ (રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ) ના આગલા દાંત મુબારક ગાળાવાળા હતા. જ્યારે તેવણ વાત

કરતા તો તેમના દાંતોથી નૂર પ્રકાશતો હોય તેમ જણાતું હતું.

## અધ્યાય ૨ જો.

### રસૂલુલ્લાહ (સલ) ની મોહરે નોબુવ્વત વિશે

૧. સાએબ બીન યઝીદ (રદી) થી રિવાયત છે તેવણુ કહે છે કે મારી ખાલા મને રસૂલુલ્લાહ (સલ) પાસે લઇ ગઇ ફરી તેણીએ કહ્યુ એ રસૂલુલ્લાહ ! મારો ભાણેજ કાંઇ માંદો છે. ત્યારે રસૂલુલ્લાહે મારા માથા પર હાથ ફેરવ્યો અને મારા માટે બરકતની દોઆ કરી અને તેવણે વોઝુ કર્યું ફરી મેં તેમના વોઝુથી બચેલા પાણીને પીધું અને હું તેમની પીઠ પાછળ ઉભો રહ્યો તો મેં તેમની મોહરે નોબુવ્વતને જોઇ જે બંને ખભાની વચ્ચે હતી અને તે મચ્છરદાનીના બોરીયા (ગુંડી) સરખી હતી.

૨. જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે મોહરે નોબુવ્વતને મેં રસૂલુલ્લાહના બંને ખભાની વચ્ચે જોઈ કે જે કબુતરના ઈંડા સરખી લાલ ગાંઠ હતી.

૩ રોમૈસા (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે મેં રસૂલુલ્લાહ (સલ) થી સાંભળ્યું છે અને હું તેમનાથી એટલી પાસે હતી કે જો હું ચાહતે કે મોહરે નોબુવ્વતને કે જે તેવણના બંને ખભાની વચ્ચે હતી ચુમુ તો ચુમી શકત તેવણુ સઅદ બીન મોઆઝ (રદી) ને માટે કહેતાં હતા કે જે દિવસે તેવણની વફાત થઈ તો તેમના માટે અલ્લાહનું અર્શ હાલ્યું હતું.

૪. હજરત અલી (રદી) ની ઓલાદથી ઈબ્રાહીમ બીન મોહંમદ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે અલી (રદી) હજરત (સલ) નો હુલયો મુબારક બયાન કરતા તે પછી રાવીએ લાંબી હદીસ બયાન કરી (વાંચો આ ૧ હદીસ ના. ૬) અને સાથે એમ પણ કહ્યું કે તેમના બંને ખભાની વચ્ચે મોહરે નુબુવ્વત છે અને હજરત સઘળા નબીઓથી છેવટના નબી (ખાતેમુન નબીયીન) છે.

૫. અમર બીન અખતબ અનસારી (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે મને રસૂલુલ્લાહે ફરમાવ્યું એ અબુ ઝૈદ તું મારી પાસે આવ અને મારી પીઠ પસવાળ ફરી મેં હજરતની પીઠ પસવાળી તો મારીઆંગળી મોહરે નોબુવ્વત ઉપર પહોંચી. રાવી કહે છે કે મેં અબુ ઝૈદથી પૂછયું કે મોહરે નુબુવ્વત કેવી હતી? અબુ ઝૈદ ઓમર બીન અખતબે કહ્યું તેને (આસપાસ) કાંઇ વાળનો જથો હતો.

૬. બોરૈદા (રદી) થી રિવાયત છે. તેવણે કહ્યું કે જ્યારે રસૂલુલ્લાહ (સલ) મદીનામાં આવ્યા ત્યારે સલમાન ફારસી એક ખાનચો લઇ રસૂલુલ્લાહ પાસે આવ્યા તેમાં રોતબ (ખજુર) હતી ફરી તેને રસૂલુલ્લાહ (સલ) ની આગળ મુકયો. તેવણે કહયું એ સલમાન આ શું છે? સલમાને કહયું આપને માટે તથા આપના સાથીઓ માટે સદકો છે. હજરતે ફરમાવ્યું કે એને હટાવ કેમકે અમે સદકો ખાતા નથી. કહે છે કે સલમાને તેને ઉઠાવ્યો ફરી બીજે દિવસે તેવોજ ખાંનચો ભરી લાવ્યા અને રસૂલુલ્લાહ (સલ)ની આગળ મુકયો. ત્યારે હજરતે ફરમાવ્યું એ સલમાન આ શું છે? તેવણે કહ્યું તમારે માટે હદયો (ભેટ) છે. તો રસૂલુલ્લાહે પોતાના સહાબાને કહ્યું હાથ લાંબા કરો. (અથવા હાથને ફેલાવો) ફરી સલમાને રસૂલુલ્લાહની પીઠ મુબારક ઉપર મોહરે નોબુવ્વત જોઇ તેમના પર ઇમાન લાવ્યા. અને તેવણ એક યાહુદીના ગુલામ હતા ફરી તેમને રસૂલુલ્લાહે આટલા આટલા દિરહમમાં આવી શરતે ખરીદયા કે તેના માટે ખજૂરીઓ રોપે અને તે ફળે ત્યાં સુધી સલમાન કામ કરે. ફરી રસૂલુલ્લાહે બાગની બધી ખજુરીઓ રોપી પણ એક ખજુરીને હજરત ઉમરે (રદી.) રોપી ફરી તેજ વર્ષે ખજુરીઓ ફળી પણ એક ખજુરી ફલી નહી રસૂલુલ્લાહે (સલ.) ફરમાવ્યુ કે આ ખજૂરીને શું થયુ? હજરત ઉમરે (રદી.) કહ્યું એ રસૂલુલ્લાહ (સલ.)? એને મેં રોપી છે ફરી રસૂલુલ્લાહે (સલ.) તેને ઉખેડી પોતાના હાથે રોપી તો તેજ વર્ષે ફળી હતી.

૭ અબુ નદરહ (રદી.) થી રિવાયત છે તેવણુ કહે છે કે મેં અબુ સઇદ ખુદરી (રદી.) ને રસૂલુલ્લાહની મોહરે નુબુવ્વત વિષે પૂછયું તેવણે કહ્યું તે તેમની પીઠ ઉપર માંસનો લોચો ઉભરાયલો (ઉઠેલો) હતો.

૭ અબ્દુલ્લાહ બીન સરજીસ (રદી) થી રિવાયત છે. તેવણે કહ્યું કે હું રસૂલુલ્લાહ (સલ) પાસે આવ્યો અને તે વેળા આપ પોતાના થોડાક સહાબીઓ સાથે (બેઠા) હતા. ફરી હું તેમની પાછળ એવી રીતે ફર્યો કે જેથી હજરત (સલ.) મારી મતલબ સમજી ગયા અને પીઠ ઉપરથી ચાદર નાખી દીધી. તો તેમના બંને ખભા ઉપર હું જાણું છું કે તે મુઠ્ઠીના જેવું છે તેના ચોતરફ તલોની જેમ જાણે તે મસા છે ફરી હું ફર્યો અને આપની સામે આવ્યો. અને મેં કહ્યું. અલ્લાહ આપને માટે બખ્શીશ કરે. એ રસૂલુલ્લાહ. ફરી તેવણે કહ્યું અને તારે માટે (પણ) લોકોએ મને કહ્યું રસૂલુલ્લાહે તારે માટે બખ્શીશની દોઆ કરી છે મેં કહ્યું કે હાં. અને તમારે માટે (પણ આ બશારત છે) ફરી અબ્દુલ્લાહ બીન સરજીસે આ આયત પઢી. અને તું તારા ગુનાહ માટે તથા ઈમાનવાળા પુરૂષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ માટે બખ્શીશ માંગ.

## પ્રકરણ ૩ જું.

### રસૂલુલ્લાહના વાળ મુબારક વિશે.

૧ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) ના (માથાના) વાળ અડધા કાન સુધી હતા.

૨ આએશા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે (એકવાર) હું તથા રસૂલુલ્લાહ એક વાસણથી ગુસલ કરતા હતા. અને તેમના વાળ કાનના ચાપવાથી નીચે હતા અને ખભાથી ઉંચે હતા.

૩ બરાઅ બીન આઝિબ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) દરમ્યાના કદના હતા. અને ખભા વચ્ચેથી પહોળા હતા તેમના વાળ કાનના ચાપવાએ લાગતા હતા.

૪ કતાદા (રદી) થી રિવાયત છે. તેવણે કહ્યું મેં અનસ (રદી) થી પૂછયું કે રસૂલુલ્લાહ (સલ) ના વાળ કેવા હતા? તેવણે કહ્યું કે ન ઘણા ઘુંગરૂવાળા અને ન તદન સીધા હતા. જે તેમના કાનના ચાપવા સુધી પહોંચતા હતાં.

૫ ઉમ્મે હાની બીનતે અબુ તાલિબ (રદી)થી રિવાયત છે તેણીએ કહ્યુ કે રસૂલુલ્લાહ એક વાર અમારી પાસે મકકામાં (મકકાની ફતેહ વખતે) આવ્યા અને તેમના વાળની ચાર લટો હતી.

૬ અનસ (રદી) થી રિવાત છે કે રસૂલુલ્લાહ (સલ) ના વાળ તેમના અડધા કાન સુધી હતા.

૭ અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ) (શરૂમાં) વાળોને તેની હાલત ઉપર લટકેલા રહેવા દેતા હતા. (સેંતો પાડતા ન હતા) અને મુશરેકો પોતાના માથામાં સેંથો પાડતા હતા અને કિતાબવાળા (યહુદ તથા નસારા) વાળને તેની હાલત ઉપર રાખતા હતા, અને આપની આદત હતી કે જે વસ્તુમાં આપ (સલ) ને કંઇ હુકમ ન મળ્યો હોય તેમાં તેવણ કિતાબવાળાઓને મળતા રહેવું પસંદ કરતા હતા (જેથી વાળને તેની હાલત ઉપર રાખતા હતા.) ફરી (છેવટે) રસૂલુલ્લાહ પોતાના માથામાં સેંથો પાડતા હતા.

૮ ઉમ્મે હાની (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું મેં રસૂલુલ્લાહ (સલ) ને ચાર લટો વાળા જોયા.

## પ્રકરણ ૪ થું.

### રસૂલુલ્લાહના કાંસકી કરવા વિશે.

૧ આએશા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે હું હૈઝની હાલતમાં રસૂલુલ્લાહ (સલ) ના માથામાં કાંસકી ફેરવતી હતી.

૨ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) પોતાના

માથામાં ઘણી વખત તેલ લગાડતા તથા દાઢી ઓળતા હતા. અને ઘણીવાર માથાપર રાખતા હતા. (વધુ તેલનેલીધે એમ લાગતું) એક કપડું જાણે તેવણનું (તે) કપડું ઘાંચીનું કપડું છે.

૩ આએશા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે ખચીત રસૂલુલ્લાહ પવિત્રતાઇ (તહારત) મેળવતા તો પવિત્રતાઇ મેળવવામાં અને જ્યારે વાળ ઓલતા તો વાળ ઓળવામાં અને જ્યારે જોડા પેહેરતા તો જોડા પહેરવામાં તેવણ સીધી બાજુથી શરૂ કરવાને ઘણું પસંદ કરતા.

૪ અબ્દુલ્લાહ બીન મોગફ્ફલ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહે (સલ) એક દિવસને આંતરે (વાળ) ઓળવા સિવાય દરરોજ ઓળવાની મનાઇ કરી છે. *

૫ હોમૈદ બીન અબ્દુર રહમાને (રદી) એક સહાબી પુરૂષથી રિવાયત કરી છે તેવણે કહયું કે ખચીત રસૂલુલ્લાહ (સલ) એક દીવસને આંતરે કાંસકી ફેરવતા હતા.

## પ્રકરણ ૫ મું.

## રસૂલુલ્લાહના સફેદ વાળો વિશે.

૧ કતાદા (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે મેં અનસ બીન માલિક (રદી) ને પૂછયું, શું રસૂલુલ્લાહે (સલ) ખેજાબ લગાડયો છે? તેવણે કહયું કે તેવણ ખીજાબ લગાડવાના ઝમાનાની હદે પહોંચ્યા નહોતા. તેમના સફેદ વાળ માત્ર લમણામાં હતા. પણ અબુ બકરે (રદી) મેંધી તથા ગળીના પાંદડાંથી ખેજાબ કર્યો છે.

૨ અનસ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે મેં રસૂલુલ્લાહ (સલ) ના માથામાં સફેદ વાળ ચૌદથી વધુ ગણ્યા નથી.

૩ જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે. રસૂલુલ્લાહ (સલ) ના ઉજળા વાળ વિષે તેમને પૂછવામાં આવ્યું તો તેવણે કહયું કે જ્યારે રસૂલુલ્લાહ માથામાં તેલ નાંખતા તો તેમના ઉજળા વાળ જણાતા ન હોતા અને જ્યારે તેલ નહીં લગાડતા ત્યારે તે જણાતા હતા.

૪ અબ્દુલ્લાહ બીન ઉમર (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે રસૂલુલ્લાહના ઉજળા વાળ આસરે વીશેક સફેદ હતા.

૫ અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે. તેવણે કહ્યું કે અબુ બકરે (રસૂલુલ્લાહને) કહ્યું તમો (જલદી) બુઢ્ઢા થયા છો. હજરતે (સલ) ફરમાવ્યું કે (સુરા) હુદ, વાકેઆ, મુરસલાત, અમ્મ યતસાઅલૂન, અને ઇઝશ્શમશો કુવ્વેરતે મને ઘરડો બનાવ્યો છે.

૬ અબુ જોહૈફા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે લોકોએ (રસૂલુલ્લાહને) કહ્યું તમો બુઢ્ઢા થયા છો. હજરતે (સલ) ફરમાવ્યુ કે સુરા હુદે તથા તેના જેવી મળતી સૂરતોએ મને વૃદ્ધ બનાવ્યો છે.

૭ અબુ રિમસા તૈમી (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે હું નબી (સલ) પાસે આવ્યો અને મારી સાથે મારો દીકરો પણ હતો. જ્યારે મેં તેમને જોયા તો મેં કહ્યું આ અલ્લાહના નબી છે અને તેમના ઉપર બે લીલાં કપડાં હતાં. અને તેમને વાળ હતા તેના પર બુઢાપાની સફેદી હતી અને તેમના પાકેલા વાળ લાલ હતા.

૮ સિમાક બીન હરબ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે જાબેર બીન સમોરાને પુછવામાં આવ્યું કે શું રસૂલુલ્લાહ (સલ) ના માથામાં સફેદ વાળ હતા? તેવણે ઉત્તર આપ્યો કે સેંથો પાડવાની જગ્યામાં કંઇક વાળ ઉજળા હતા. જ્યારે તેલ લગાડતા તો તેલ તેને ઢાંકી દેતું.

## પ્રકરણ ૬ ઠું.

## રસુલુલ્લાહના ખિઝાબ વિશે.

૧. અબુ રિમસા (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે હું મારા દીકરાની સાથે રસૂલુ-

* આ મનાઈનું કારણ એ છે કે રોજ ઓળવાથી માણસ પોતાને શણગારવામાં પોતાની ખુબીઓ જોતો રહેશે. જેથી તેની જાહેર બાતેનની જે એબો હશે તે તેને દેખાશે નહીં તો પોતાને વગર એબનો સમજી મગરૂરીમાં આવશે. અને બીજા ભાઈઓને હલકા જાણશે. ખોદાની પનાહ અ. રહમાન.

લ્લાહ (સલ) પાસે આવ્યો. હજરતે ફરમાવ્યું શું આ તારો દીકરો છે? મેં કહ્યું હા, તમો એ ઉપર ગવાહ રહો. હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેના ગુનાહમાં જકડાશે નહીં. અને તે તારા ગુનાહમાં પકડાશે નહીં. રાવી કહે છે કે મેં પાકેલા વાળને લાલ જોયા.

૨. ઉસમાન બીન મોહબ (રદી) થી રિવાયત છે કે તેવણે કહ્યું કે અબુ હોરૈરા (રદી) ને સવાલ થયો કે શું રસૂલુલ્લાહે (સલ) ખિજાબ કર્યો છે? તેવણે કહ્યું કે હા.

૩. બશીર બીન ખસાસીયાની સ્ત્રી જહઝમહ (રદી) થી રિવાયત છે, તેણીએ કહ્યું કે મેં રસૂલુલ્લાહને તેમના ઘરથી નીકળતાં જોયા, તેવણ પોતાના માથાથી પાણી ઝારતા હતા. તેવણે ગુસલ કર્યું હતું અને તેમના માથાપર (કંઈ) થયેડેલું હતું અથવા મેહદી થયેડેલી હતી.

૪. અનસ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહ (સલ)ના વાળને મેં ખિજાબ કરેલા જોયા. અબ્દુલ્લાહ બીન મોહમ્મદ બીન અકીલથી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહ (સલ)ના વાળને મેં અનસ (રદી) પાસે જોયા જે ખિજાબ કરેલા હતા.

## પ્રકરણ ૭ મું.

### રસુલુલ્લાહના સુરમો લગાડવા વિશે.

૧. અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે. ખચીત નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે ઇસિમેદ (કાળા પત્થર) નો સુરમો લગાડો કેમકે તે રોશની વધારે છે અને તેવણે કહ્યું કે ખચીત નબી (સલ) ની એક સુરમાદાની હતી જેમાંથી દરેક રાત્રે સુરમો લગાડતા, ત્રણ આમાં અને ત્રણ આમાં.

૨. અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે નબી (સલ) સુવા પહેલાં ઇસમેદનો સુરમો લગાડતા દરેક આંખમાં ત્રણ વાર અને યઝીદ બીન હારૂને (રદી) પોતાની હદીસમાં કહ્યું છે કે ખચીત રસૂલુલ્લાહના એક સૂરમાદાની હતી તેમાંથી સુતી વેળા દરેક આંખમાં ત્રણ વાર લગાડતા હતા.

૩. જાબેર (રદી)થી રિવાયત છે તેવણે કહ્યું રસૂલુલ્લાહે ફરમાવ્યું, તમો સુતીવેળા ઇસમેદ લગાડવાને અગત્યનું જાણો કારણ કે તે રોશની વધારે છે અને વાળ ઉગાવે છે.

૪. અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યુ, ખચીત તમારા સુરમાઓમાં બેહતર ઇસમેદ છે જે રોશની વધારે છે અને પાંપણો ઉગાવે છે.

૫. અબદુલ્લાહ બીન ઉમર (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યુ કે તમો ઇસિમેદને લ્યો. કારણ કે તે રોશની વધારે છે અને પલકોના વાળ ઉગાવે છે.

## પ્રકરણ ૮ મું.

### રસુલુલ્લાહના કપડાં પહેરવા વિશે.

૧-૨. ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસૂલુલ્લાહને કપડાંઓમાં કુરતો વધુ પસંદ હતો.

૩. ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસૂલુલ્લાહને વાપરવાના કપડાંઓમાં વધુ પસંદ કુરતો હતો.

૪. અસમા બીનતે યઝીદ (રદી) થી રિવાયત છે, તેણીએ કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) ના કુરતાની બાંય પોહોંચા સુધી હતી.

૫. કુર્રેહ બીન એયાસ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે મોઝેનાના લોકોના ટોળા સાથે હું રસૂલુલ્લાહ (સલ) પાસે આવ્યો કે હમો આપના હાથ પર પ્રતિજ્ઞા (બૈઅત) લઇએ ત્યારે ખચીત આપનો કુરતો ખુલ્લો હતો અથવા આવી રીતે કહ્યું તેમના કુરતાનું બોરીયું ખુલ્લું હતું. તેવણે (કુર્રાએ) કહ્યું મેં મારો હાથ તેમના ગળામાંથી નાંખ્યો અને તેમની મોહરે નોબુવ્વતને હાથ લગાડયો.

૬. અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે કે ખચીત નબી (સલ) ઓસામા બીન ઝૈદ (રદી) ઉપર ટેકો દઇ (એક દિવસ) નીકળ્યા તેમના ઉપર કિતરી જાતનું કપડું હતુ તે કપડાને જમણી બગલ નીચેથી લઇ ખાંધે નાંખ્યું હતું ફરી લોકોને નમાઝ પઢાવી.

૭. અબુ સઇદ ખુદરી (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે જ્યારે રસુલુલ્લાહ (સલ) નવું કપડુ પહેરતા તો તેનું નામ લેતા, અમામો અથવા કુરતો, અથવા ચાદર. ફરી પઢતા (આ દોઆ) **અલ્લાહુમ્મ લકલ હમ્દો કમા કસવતનીહે અસઅલોક ખૈરહુ વ ખૈર મા સોનેઅ લહુ વ અઊઝો બેક મિન શર્રેહી વ શર્રે મા સોનેઅ લહુ*** એને મળતી એજ હદીસની બીજી રિવાયત પણ અબુ સઇદથી બીજી સનદે રિવાયત થઇ છે.

૮. અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે તેવણે કહયુ કે જે કપડાં હજરત પહેરતા તેમાં યમની ચાદર આપને ઘણી પસંદ હતી.

૯. અબુ જોહૈફા (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે મેં નબી (સલ) ને જોયા અને તેમના ઉપર લાલ હુલ્લો હતો. જાણે હું તેમની બંને પીંડલીના ચમકાટને હમણાં પણ જોઈ રહ્યો છું. (આ હદીસનો એક રાવી) સુફયાન કહે છે. હું ધારૂં છું કે તે હુલ્લો ધારીદાર યમનની ચાદર હતી.×

* અર્થ, ઓ અલ્લાહ તારે માટે સ્તુતી છે જેવી રીતે તેં મને આ કપડું પહેરાવ્યું. આકપડાની બેહતરી તથા જે મતલબ માટે આ બનાવવામાં આવ્યું છે, તેની ભલાઈ તારેથીજ ચાહું છું. અને એની બુરાઈથી તથા જે માટે આ બનાવવામાં આવ્યું તેની બુરાઇથી તારી પાસે પનાહ માગું છું.
અબદુર્રહમાન.

× પણ કુસંબાથી રંગેલું કપડું પહેરવું આપે મના ફરમાવ્યું છે. જુવો મશારેકુલ અનવાર ભાગ પહેલો હદીસ ના. ૪૧૭ ગુજરાતી જેથી આ હદીસમાં લાલથી મતલબ લાલ ધારીવાળું છે. અને સુફયાન (રદી) ની ધારણા ખરી છે. અબદુર રહમાન.

૧૦. બરાઅ બીન આઝિબ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે લાલ હુલ્લામાં મેં કોઇને રસુલુલ્લાહ (સલ) થી વધુ ખુબસુરત જોયા નથી ખચીત તેમના વાળ તેમના ખભાની પાસે લટકતા હતા.

૧૧. અબુ રિમસા (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે મેં નબી (સલ) ને જોયા અને તેમના ઉપર બે લીલી ચાદરો હતી.

૧૨. કયલહ બીનતે મખરમા (રદી) થી રિવાયત છે તેણીએ કહયું મેં રસુલુલ્લાહ (સલ) નેજોયા અને તેમના ઉપર બે પુરાની ચાદરો હતી જે ઝાફરાનમાં રંગાઇલી હતી પણ નિશાન સિવાય તેનો રંગ જતો રહ્યો હતો. અને આ હદીસમાં લાંબો કિસ્સો છે.

૧૩. ઇબને અબ્બાસ [રદી] થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે કપડાંઓમાં તમો સફેદ કપડાને અગત્યનું જાણો. તમારા જીવતાઓને જોઇએ કે તેને પેહેરે અને તમારા મુરદાંઓને પણ તેનુંજ કફન આપો કેમકે તે સારાં કપડાંઓમાંથી છે.

૧૪. સમોરા બીન જુનદોબ [રદી] થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે તમો સફેદ કપડું પહેરતા રહો કારણ કે તે પવીત્ર તથા વધુ પાક સાફ હોય છે. અને તમારા મુરદાંઓને પણ સુફેદ કફન આપતા રહો. ×

૧૫. આએશા [રદી] થી રિવાયત છે તેણીએ કહયું કે રસુલુલ્લાહ [સલ] એક સવારના બહાર ગયા અને તેમના ઉપર કાળા વાળની કામળી હતી.

૧૬. મોગીરાબીન શોઅબા [રદી] થી રિવાયત છે કે નબી સાહેબે [સલ] તંગ આસ્તીનવાળો રૂમી ઝબ્બો પહેર્યો છે.

× વધુ પાક હોવાનું કારણ આ છે કે જો એમાં નાપાકી લાગી જાય તો તેનો ડાઘો વિગેરે તરત જણાઇ આવે છે. અને બીજા રંગવાળાઓમાં તેમ નથી જેથી માણસ શક કરવા લાગી જાય છે. કે તે પાક છે કે નાપાક. અ. રહમાન.

## પ્રકરણ ૯ મું.

### રસૂલુલ્લાહ (સલ) ના ગુજરાન વિશે.

૧. મોહમ્મદ બીન સીરીન (રદી) થી રિવાયત છે. તેવણુ કહે છે કે હું અબુ હોરૈરા (રદી) ની પાસે બેઠો હતો અને તેમના ઉપર કત્તાનનાં બે કપડાં ગેરૂથી રંગેલાં હતાં. ફરી તેવણે એકમાં રીંટ કાહાડી કહયું (ખુશીમાં) અહાહાહા, હવે અબુ હોરૈરા કત્તાનમાં રીંટ કાઢે છે કસમ છે કે એક એવો વખત ગુજરી ગયો કે હું હજરત (સલ.ના મિમ્બર તથા હજરત આએશા (રદી) ના હુજરા વચ્ચે બેહોશ થઇ પડી જતો ફરી કોઇ આવનાર આવતો તો તે મારી ગરદન ઉપર પગ મુકતો. એવું સમજતા કે મને દીવાન પણું છે ખરૂ જોતાં મને દીવાન પણુ નહોતું બલકે તેતો ભુખને લીધે હતું.

૨. માલિક બીન દીનાર (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે રસૂલુલ્લાહે (સલ) મેહમાનોની સાથે ખાધું હોય તે સિવાય કદી રોટલી તથા માંસ પેટ ભરીને ખાધું નથી (એ હદીસમાં દફફ શબ્દ આવેલો છે તેના (વિષે) મેં એક બદવી ગામડિયાને પૂછયું કે દફફ એટલે શુ? તેણે કહયું લોકોની સાથે ભેગા થઇ ખાવામાં આવે તે.

## પ્રકરણ ૧૦ મું.

### રસૂલુલ્લાહ (સલ) ના મોજા વિશે.

૧. બોરૈદા (રદી)થી રિવાયત છે કે (પાદશાહ) નજ્જાશીએ નબી (સલ) માટે બે કાળા (ચામડાના) સાદા મોઝા ભેટ મેકલ્યા હતા ફરી હજરતે (સલ) તેને પહેર્યા અને વોજુ કરી તે પર મસહ કર્યો.

૨. મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે દેહયાએ (રદી) નબી (સલ) ને બે મોઝા હદયો આપ્યા ફરી તેને તેવણે પેહેર્યા અને જાબેરે (રદી) આમીર (રદી) થી રિવાયત કરી છે કે સાથે એક જબ્બો પણ મોકલયો હતો ફરી તે બંને (મોઝા તથા જબ્બા) ને તેવણે ફાટી જતા સુધી પહેર્યા. રસુલુલ્લાહ (સલ) જાણુતા નહોતા કે તે પાક છે કે નહીં.[૧]

## પ્રકરણ ૧૧ મું.

### રસૂલુલ્લાહ (સલ) ના ચમ્પલ વિશે.

૧. કતાદા (રદી) થી રિવાયત છે કે મેં અનસ બીન માલિક (રદી)ને કહયુ કે રસૂલુલ્લાહ (સલ) ના ચમ્પલ મુબારક કેવા હતા તેવણે કહયું કે તેને બે તસમા હતા.

૨. અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ (સલ) ના ચમ્પલ મુબારક બેવડી સેરના બે તસમા વાળા હતા.

૩. ઇસા બીન તહમાન (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે અનસ બીન માલિકે (રદી) વાળ વગરની સાફ ચમ્પલની જોડી અમારી આગળ કહાડી જેના બે કેબાલ હતા ફરી ઇસા બીન તહમાન કહે છે કે એ પછી સાબિતે અનસ (રદી) થી રિવાયત કરી મને કહયું છે કે તે બંને ચમ્પલ રસૂલુલ્લાહ (સલ) ની હતી.

૪. ઓબૈદ બીન જોરૈજ (રદી) થી રિવાયત છે તેવણે ઇબને ઉમર (રદી) ને કહયું હું તમને જોઉં છું કે તમો વાળ કાઢેલા ચામડાની ચમ્પલ પહેરો છો. તેવણે કહયું હા, કારણ કે મેં રસૂલુલ્લાહ (સલ) ને જોયા કે તેવણ એવીજ ચમ્પલ પેહેરતા હતા કે જેમાં વાળ ન હોય અને તેમાંજ વુજુથી ભીંગેલા પગો પહેરી લેતા માટે હું પણ તેવા ચમ્પલ પેહેરવાને પસંદ કરૂં છું.

૫ અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે. તેમણે કહયું કે રસુલુલ્લાહ (સલ.)ની ચમ્પલમાં બે તસમા હતા.

૬ અમર બીન હોરૈસ (રદી)થી રિવાયત છે તેવણ કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ) ને જોયા કે તેવણુ બેવડા તળીના સીવેલા ચમ્પલ પેહેરી નમાઝ પઢતા હતા.

---

૧ મતલબકે એના વિષે વધુ તહકીક કરી ન હતી. નહી તો અપવિત્ર વસ્તુને આપ કદી વાપરતા ન હતા, અને ચામડાની પાકી માટે વધુ તહકીકની જરૂરતજ હોતી નથી.

૭. અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે ખચીત રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે કોઇ આદમી એક ચમ્પલ પેહેરી કદી ચાલે નહીં તેને જોઇએ કે બંને ચમ્પલ પેહેરે અથવા બંને કાઢી ( ખુલ્લે પગે ) ચાલે.

૮. જાબેર (રદી) થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) કોઇ શખ્સ ડાબે હાથે ખાય અથવા એક ચમ્પલમાં ચાલે તેની મનાઇ કરી છે.

૯. અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે ખચીત રસુલુલ્લાહે (સલ.) ફરમાવ્યું કે જ્યારે કોઇ ચમ્પલ પહેરે તો જમણા પગથી પહેરવું શરૂ કરે અને જ્યારે ઉતારે તો ડાબા પગથી પ્રથમ કાઢે જેથી જમણા પગમાં પ્રથમ પહેરવામાં આવે અને છેવટમાં કઢાય.

૧૦ આએશા (રદી) થી રિવાયત છે તેણીએ કહયું કે રસૂલુલ્લાહ (સલ) બનતા સુધી કાંસકી ફેરવવામાં ચમ્પલ પહેરવામાં તથા પવિત્રાઇ મેળવવામાં જમણી બાજુથી શરૂ કરતા.

૧૧ અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે તેવણે કહયું રસૂલુલ્લાહ ( સલ ) ના ચમ્પલને બે તસમા હતા અને અબુ બકર તથા ઉમર (રદી)ની ચમ્પલને પણ અને પ્રથમ જેણે એક તસમાનો રિવાજ દીધો તે ઉસમાન ( રદી ) છે.

## પ્રકરણ ૧૨ મું.

## રસૂલુલ્લાહ ( સલ ) ની અંગુઠી મોહોર, સહિ સિક્કાના વર્ણન વિશે.

૧ અનસ બીન માલિક ( રદી ) થી રિવાયત છે તેવણે કહ્યું કે નબી ( સલ ) ની અંગુઠી ચાંદીની હતી અને તેનો નગીનો હબશનો હતો.

૨ અબ્દુલ્લાહ બીન ઉમર ( રદી ) થી રિવાયત છે કે નબી ( સલ ) એ એક ચાંદીની અંગુઠી બનાવી અને તેથી મોહોર કરતા હતા પણ પહેરતા નહોતા.

૩ અનસ ( રદી ) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ ( સલ ) ની અંગુઠી ચાંદીની હતી તેનો નગીનો ( પણ ) ચાંદીનોજ હતો.

૪ અનસ બીન માલિક ( રદી ) થી રિવાયત છે તેવણે કહયું કે નબી સાહેબ ( સલ ) અજમ ( વિદેશ ) તરફ ફરમાન પત્ર લખવાનો વિચાર કર્યો ત્યારે આપને કહેવામાં આવ્યું કે જે પત્ર ઉપર મોહોર હોય તેનેજ અજમવાળા કબૂલ રાખે જેથી તેવણે એક અંગુઠી બનાવી. જાણે હું તેમના હાથમાં તેની ચમકને હમણાં જોઇ રહયો છું.

૫ અનસ બીન માલિક ( રદી ) થી રિવાયત છે તેવણે કહયું કે નબી ( સલ ) સાહેબની અંગુઠીની છાપમાં મોહમ્મદની એક સતર (લીટી) રસુલની એક સતર અને અલ્લાહની એક સતર હતી.

૬ અનસ ( રદી ) થી રિવાયત છે કે નબી ( સલ ) સાહેબે કિસરા, કૈસર, અને નજ્જાશી તરફ ( ઇસલામ કબુલ કરવા ) પત્રો લખ્યા તો આપને કહેવામાં આવ્યું કે તેઓ મોહોર કરેલાજ પત્રોને કબૂલ રાખે છે તો રસુલુલ્લાહે એક અંગુઠી બનાવી જેનો હલકો ચાંદીનો હતો અને તેમાં **મોહમ્મદ રસૂલુલ્લાહ** કોતરાયલું હતું.

૭ અનસ બીન માલિક ( રદી ) થી રિવાયત છે કે નબી ( સલ ) સાહેબ જ્યારે પાયખાને જતા તો પોતાની અંગુઠી કાઢી લેતા હતા.

૮ અબ્દુલ્લાહ બીન ઉમર ( રદી ) થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે ( સલ ) એક અંગુઠી ચાંદીની બનાવી હતી ફરી તે તેમના હાથમાં રહી હતી તે પછી અબુ બકર તથા ઉમર ( રદી ) ના હાથમાં રહી હતી તે એટલા સુધી કે અરીસ ( નામના ) કુવામાં પડી ગઇ તેનો નકશ **મોહમ્મદ રસૂલુ-લ્લાહ** છે.

## પ્રકરણ ૧૩ મું.

## નબી ( સલ ) ના સીધા હાથમાં અંગુઠી પહેરવા વિષે.

૧ અલી બીન અબુ તાલિબ ( રદી ) થી રિવાયત છે કે નબી સાહેબ ( સલ ) પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા.

૨ હમ્માદ બીન સલમહ (રદી) થી રિવાયત છે તેવણુ કહે છે કે મેં અબુ રાફિઅના દીકરા (અબ્દુર રહમાન) ને જોયા તેવણુ પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા તો મેં એ વિષે તેમને પૂછ્યું. તેવણે કહયું કે મેં અબ્દુ-લ્લાહ બીન જાફરને જોયા કે તેવણુ પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા. અને અબ્દુલ્લાહ બીન જાફર (રદી) થી રિવાયત છે કે નબી સાહેબ (સલ) પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા.

૩ જાબેર બીન અબ્દુલ્લાહ (રદી) થી રિવાયત છે કે નબી (સલ) સાહેબ પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા.

૪ સલ્ત બીન અબ્દુલ્લાહ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા અને હું ખિયાલ કરૂં છું કે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરતા હતા.

૫ અબ્દુલ્લાહ બીન ઉમર [રદી] થી રિવાયત છે કે રસુલુલ્લાહે [સલ] ચાંદીની અંગુઠી બનાવી અને [પહેરતા ત્યારે] તેનો નગીનો હથેલી તરફ રાખતા હતા. અને તેમાં મોહમ્મદ રસુલુલ્લાહ કોતરાયલું હતું અને કોઇ તેવું કોતરે તેની આપે મનાઇ કરી હતી. અને તેજ અંગુઠી મોએકીબના [હાથ] થી અરીસ [નામના] કુવામાં પડી હતી.

૭ મોહમ્મદ બાકિર [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે હસન તથા હુસૈન [રદી] પોતાના ડાબા હાથમાં અંગુઠી પહેરતા હતા.

૮ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે કે બચ્ચીત નબી સાહેબે [સલ] પોતાના જમણા હાથમાં અંગુઠી પહેરી છે,

૯ અબ્દુલ્લાહ બીન ઉમર [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે સોનાની અંગુઠી બનાવી અને તેને જમણા હાથમાં પહેરતા હતા. ફરી લોકોએ પણ પોતાની અંગુઠી સોનાની બનાવી તો રસુલુલ્લાહે [સલ] તેને કાઢી લીધી અને કહયુ કે હું તેને કદી પહેરીશ નહીં. ફરી લોકોએ પોતાની અંગુઠીઓ પણ કાઢી નાખી.

## પ્રકરણ ૧૪ મું.

### રસુલુલ્લાહ [સલ] ની તરવારના વર્ણન વિશે.

૧ અનસ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] ની તરવારની કબીઆ [મુઠના નાકા ઉપરની ટેકણુ] ચાંદીની હતી.

૨ સઇદ બીન અબુલ હસન [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] ની તરવારની કબીઆ ચાંદીની હતી.

૩ મઝયદહ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે ફતેહ મકકાને દિવસે રસુલુલ્લાહ [સલ] મકકામાં આવ્યા અને આપની તરવાર ઉપર સોનું તથા રૂપું હતાં. તાલિબ બીન હોજરે [આ હદીસના રાવી] કહે છે કે મેં મારા ઉસતાદ હુદને તેની ચાંદી વિષે પૂછયું તો તેવણે કયું કે તરવારનો કબીઆઃ ચાંદીનો હતો.

૪ ઇબને સીરીન [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે મેં મારી તરવાર સમોરા બીન જુન્દુબ [રદી] ની તરવાર ઉપરથી [તેના જેવી] બનાવી અને સમોરા કહે છે કે તેણે પોતાની તરવાર રસુલુલ્લાહ [સલ] ની તરવાર ઉપરથી બનાવી અને તે તરવાર હનીફી હતી. *

## પ્રકરણ ૧૫ મું.

### રસુલુલ્લાહ (સલ) ના બખતર વિશે.

૧ ઝોબૈર બીન અવ્વામ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે નબી (સલ) સાહેબ ઉપર ઓહદને દિવસે બે બકતર હતા ફરી એક મોટા પથ્થર ઉપર હજરતે (સલ) ચઢવાનો વિચાર કર્યો પણ (વધુ ચોટ લાગ્યાથી) ચઢી શકયા નહીં જેથી તલહા (રદી) ને

* એટલે બનું હનીફા એક કબીલો છે તેઓની તરવાર જેવી. અથવા તેઓની બનાવેલી હતી. મુ. મો.

પોતાની નીચે બેસાડયા ફરી નબી સાહેબ (સલ) તેમના ઉપર ચઢીને પત્થર ઉપર ચઢી ઉભા રહ્યા. રાવી કહે છે કે મેં નબી સાહેબ (સલ) થી સાંભળ્યું તેવણુ કહેતા હતા કે તલહાએ જન્તન પોતા માટે સિધ્ધ કરી છે.

૨ સાએબ બીન યઝીદ (રદી) થી રિવાયત છે કે ખચીત રસૂલુલ્લાહ (સલ) ઉપર ઓહોદને દિવસે બે બકતર હતા. આપે તે બંનેને ઉપર નીચે પહેર્યાં હતાં.

## પ્રકરણ ૧૬ મું.

### રસૂલુલ્લાહ ( સલ ) ના ખોદ વિશે.

૧ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે કે નબી સાહેબ ( સલ ) મકકામાં આવ્યા ત્યારે તેમના ઉપર ખોદ (લડાઇ વેળા લોખંડના તાર ગુંથેલી ટોપી જે ટોપી નીચે પહેરવામાં આવે તે ) હતો ફરી તેમને કહેવામાં આવ્યું કે, આ ઇબ્નેખતલ કાબાના પરદા સાથે લટકેલો છે તો હજરતે (સલ) ફરમાવ્યું કે તેને કતલ કરો.

૨ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ) મકકા ફતેહ થયું તે વર્ષે મકકામાં આવ્યા અને તેમના માથા ઉપર ખોદ હતો. રાવી કહે છે કે જ્યારે હજરતે તેને ઉતાર્યો તેમની પાસે એક પુરૂષ આવ્યો અને કહ્યું કે ઇબ્નેખતલ કાબાના પરદા પકડી લટકેલો છે. તો હજરતે ( સલ ) ફરમાવ્યું કે તેને કતલ કરો આ હદીસનો એક રાવી ઇબ્ને શેહાબ કહે છે મને આ વાત પુગી છે કે રસૂલુલ્લાહ (સલ) તે દિવસે એહરામવાળા નહોતા.

## પ્રકરણ ૧૭ મું.

### નબી (સલ.)ના ઇમામા વિષે

૧ જાબેર (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે નબી (સલ) મકકામાં ફતેહના દિવસે આવ્યા અને તે વેળા તેમના ઉપર કાળો ઇમામો ( ફેંટો ) હતો.

૨ અમર બીન હોરેસ (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે રસૂલુલ્લાહ (સલ) ઉપર મેં કાળો ફેંટો જોયો.

૩ અમર બીન હોરૈસ (રદી) થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) લોકોને ખુતબો ( વ્યાખ્યાન ) સંભળાવ્યો તે વેળા તેમના ઉપર કાળો ઇમામો હતો.

૪ અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે નબી ( સલ ) જ્યારે ફેંટો બાંધતા તો બે ખભાની વચ્ચે શમલાને લટકતો રાખતા: નાફેઅ (રદી) આ હદીસના રાવી કહે છે કે અબદુલ્લાહ બીન ઉમર ( રદી ) પણ એવું જ કરતા હતા. અબદુલ્લાહ રાવી કહે છે કે કાસિમ બીન મોહમ્મદ અને સાલિમ (રદી) ને પણ એવું જ કરતા જોયા.

૫ અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે નબી સાહેબે ( સલ ) લોકોને ખુતબો સંભળાવ્યો તે વખત તેમના ઉપર અમામો ચીકણ પટ્ટીનો કાલો હતો.

## પ્રકરણ ૧૮ મું.

### રસૂલુલ્લાહ ( સલ )ની લુંગી વિશે.

૧ અબુ બુરદા (રદી) થી રિવાયત છે તેવણુ કહે છે કે આએશા (રદી) એ અમારી આગળ એક ચાદર થીંગલાવાળી તથા જાડી લુંગી કહાડી અને કહયું કે રસુલુલ્લાહ (સલ) નો આત્મા આ બંનેમાં કબજે થયો છે. ( વફાત થઇ છે. )

૨ ઓબૈદ બીન ખાલિદ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે હું મદીના ચાલતો જતો હતો એવામાં એક માણસ મારી પાછળથી કહે છે તારી લુંગી ઉપાડ કારણ કે એ પરહેઝગારીને અનુસરતું છે અને ઘણું રહેનાર છે ફરી મેં નઝર કરી તો જોઉં છું કે તેવણુ રસુલુલ્લાહ (સલ) છે. મેં કહયું એ રસુલુલ્લાહ આ તો મલહા ચાદર છે. [ જે નીચી રાખવામાં આવે છે ] હજરતે [સલ] ફરમાવ્યું કે શું તારે મારી ચાલ ચાલવું નથી ? ફરી મેં જોયું તો જોઉં છું કે તેમની અડધી પીંડલીએ તેમની લુંગી છે.

૩ સલમા બીન અકવા [ રદી ] થી રિવાયત છે તેવણે કહયું કે ઉસમાન [રદી] પોતાની

અડધી પીંડલીએ લુંગી રાખતા હતા અને તેવણે કહયું કે મારા સોબતી એટલે નબી [સલ] ની લુંગી એવીજ રીતે હતી.

૪ હોજૈફા બીન યગાન [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે [સલ] મારી પીંડલીનો અદલો પકડયો અથવા પોતાની પીંડલીનો અદલો [ગોથડો] પકડયો [રાવીને શક છે] અને ફરમાવ્યું કે લુંગીની આ જગ્યા છે પણ જો તું નહીં ચાહે તો જરા નીચે રાખ ફરી જો તું નહીં ચાહે તો લુંગીને ઘુંટીઓથી લગાડવા તને કાંઇ હકક નથી,

## પ્રકરણ ૧૯ મું.

### રસૂલુલ્લાહ [સલ] ના ચાલવા વિશે.

૧ અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] થી ખુબસુરત મેં કોઇ ચીજ જોઇ નથી. જાણે સુર્ય તેમનાં મ્હોં ઉપર ચાલતો હોય એમ લાગતું અને રસુલુલ્લાહ [સલ] કરતાં કોઇને મેં ચાલવામાં જલદી ચાલનાર જોયો નથી જાણે પૃથ્વી તેમને માટે લપેટાઇ જાય છે. ખચીત અમો આપની બરોબર જલદી ચાલવામાં અમને થકવી દેતા હતા અને જુઓ તો તેવણ કંઇ પરવા કરતા નહોતા.

૨ અલી બીન અબુ તાલિબ [રદી] ની ઓલાદથી ઇબ્રાહીમ બીન મોહમ્મદ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે અલી [રદી] જ્યારે નબી (સલ) નું વર્ણન કરતા તો કહેતા કે જ્યારે તેવણ ચાલતા તો પગ ઉપાડીને ચાલતા જાણે તેવણ નીચાણમાં ઉતરે છે.

૩ અલી બીન અબુ તાલિબ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] જ્યારે ચાલતા તો આગળ નમીને ચાલતા [જેથી એમ જણાતું કે] જાણે તેવણ નીચાણમા ઉતરે છે.

## પ્રકરણ ૨૦ મું.

### રસૂલુલ્લાહ(સલ)ના માથા ઉપર કપડાનો ટુકડો રાખવા વિશે.

૧ અનસ બીન માલક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] ઘણી વેળા માથા ઉપર કપડું રાખતા હતા જાણે તેમનું [તેલમાં તરબોળ] કપડું ઘાંચીનું કપડું છે.

## પ્રકરણ ૨૧ મું.

### રસુલુલ્લાહ ( સલ ) ના બેસવા વિશે.

૧. કયલા બીનતે મખરમાં (રદી) થી રિવાયત છે તેણીએ રસુલુલ્લાહ (સલ) ને મસજીદમાં જોયા કે તેવણ કુરફોસા [ કુલાં પર બેસી બંને ગુંઠણો ઉભા કરી પેટ સાથે મેળવી બંને હાથ પીંડલીયો પર ગોલ લાવી] બેઠેલા છે. તેણી કહે છે કે જ્યારે મેં તેમને નમનતાઇથી નીચી નજરે બેઠેલા જોયા તો હું ડરથી ધ્રુજવા લાગી.

૨. અબદુલ્લાહ બીન ઝૈદ [રદી] થી રિવાયત છે કે તેવણે નબી [સલ] ને મસજીદમાં ચીત સુતેલા જોયા તેમનો એક પગ બીજા પગ ઉપર રાખેલો હતો.

૩. અબુ સઇદ ખુદરી [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] જ્યારે બેસતા તો [કુરફાસા બેઠકની જેમ] બંને હાથ પીંડલી ઉપર રાખતા.

## પ્રકરણ ૨૨ મું.

### રસૂલુલ્લાહ [સલ] ની ટેકો આપવાની વસ્તુ વિશે.

૧. જાબેર બીન સમોરા [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] ને ડાબી બાજુએ તકિયા ઉપર અઢેલતાં મેં જોયા છે.

૨. અબુ બકરા બીન હોરેસ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું શું હું તમને મોટામાં મોટા ગુનાહ બયાન ન કરૂં ? સહાબાએ કહયું ઓ રસુલુલ્લાહ [સલ] શા માટે નહીં બયાન કરો. હજરતે ફરમાવ્યું કે અલ્લાહ સાથે શિર્ક કરવો અને માબાપની નાફરમાની કરવી. રાવી કહે છે હજરત [સલ] ઉઠીને તકિયા સાથે અઢેલીને બેસી ગયા અને કહયું અને જુઠી સાક્ષી આપવી જુઠી વાત કરવી ફરી વારંવાર એને બોલતા રહ્યા એટલા સુધી કે અમે કહયું કે હવે ચુપ રહે તો સારૂં થાય.

૩. અબુ જોહેફા [રદી] થી રિવાયત છે હજરતે [સલ] ફરમાવ્યું કે હું તો અઢેલીને ખાતો નથી.

૪. અબુ જોહેફા [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે હું અઢેલીને ખાતો નથી.

૫. જાબેર બીન સમોરા [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે મેં નબી [સલ] ને તકિયા ઉપર અઢેલતાં જોયાં.

## પ્રકરણ ૨૩ મું.

### રસુલુલ્લાહ [સલ] ના ટેકો લગાડવા વિશે.

૧ અનસ [રદી] થી રિવાયત છે કે નબી [સલ] બીમાર થયા ફરી ઓસામાં [રદી] ને ટેકો દઇ નીકળયા અને તેમના ઉપર કિતરી કપડું હતું જેથી સજેલા હતા [જેને આપે જમણી બગલ નીચેથી લઇ ઓઢેલું હતું.] ફરી એજ હાલતમાં તેઓને નમાઝ પઢાવી.

૨ ફઝલ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે જે માંદગીમાં રસુલુલ્લાહ (સલ) મરણ પામ્યા તેમાં હું તેમની પાસે ખીદમતમાં આવ્યો. અને [ માથું દુ:ખવાને લીધે ] તેમના માથા ઉપર પીળો પાટો હતો. ફરી મેં સલામ કરી. તેવણે કહયું એ ફઝલ ! મેં કહયું લબ્બૈક યા રસુલલ્લાહ હજરતે (સલ) ફરમાવ્યું આ પાટો મારા માથા ઉપર બાંધ મેં તેમ કર્યું. ફરી હજરત બેઠા થયા અને પોતાનો હાથ મારા ખભા ઉપર મુકી ઉભા થયા અને મસજીદમાં આવ્યા.

## પ્રકરણ ૨૪ મું.

### રસુલુલ્લાહ [સલ]ના ખાવાની રીત વિશે.

૧ કઅબ બીન માલિક [રદી] થી રિવાયત છે કે નબી [સલ] ખાણું ખાઇ રહ્યા પછી પોતાની આંગળી ત્રણ વાર ચાટી લેતા હતા. અબુ ઇસા [કર્તા રહ.] કહે છે કે મોહમ્મદ બીન બશ્શાર સિવાય બીજાઓએ એવી રીતે હદીસ બયાન કરી છે કે હજરત [સલ] પાતાની ત્રણ આંગળીઓ કે જેથી તેવણ ખાતા તેને ચાટી લેતા હતા.

૨ અનસ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે નબી (સલ) જયારે ખાણું ખાઇ રહેતા તો પોતાની ત્રણ આંગળીઓ ચાટી લેતા હતા.

૩ અબુ જોહેફા [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તો અઢેલીને ખાતો નથી.

૪ કઅબ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] ત્રણ આંગળીથી ખાતા અને તેને ચાટી લેતા હતા.

૫ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહ [સલ] પાસે ખજુર આવ્યું. તો મેં તેમને જોયા કે ભુખને લીધે ખાઇ રહ્યા છે. પણ સીધા બેસી શકતા ન હતા જેથી કહોણી સાથે ટેકો લગાડેલો હતો.

## પ્રકરણ ૨૫ મું.

### રસુલુલ્લાહ [સલ] ની રોટલી વીશે.

૧ આએશા (રદી) થી રિવાયત છે તેણી એ કહયું કે હજરત મોહમ્મદ [સલ] ની આલે હજરત [સલ] ની વફાત થઇ ત્યાં સુધી બે દિવસ સાથે જવની રોટલી પેટ ભરી ખાધી નથી.

૨ અબુ ઓમામા બાહલી [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહ [સલ] ના ઘરવાળાઓને જવની રોટલી પણ વધુ મળતી નહોતી.

૩ ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે કેટલીક રાતો લગતાર રસુલુલ્લાહ તથા તેમની અહલ ભુખાં સુઇ રાત કહાડતાં હતાં વાળું મળતું નહોતું અને ઘણું કરી તેમની રોટલી જવની હતી.

૪ સહલ બીન સઅદ [રદી] થી રિવાયત છે તેમને પુછાયું કે શું રસુલુલ્લાહે કોઇવાર મેંદો ખાધો છે ? સહલે [રદી] કહયું અલ્લાહની મુલાકાત કીધી [વફાત થઇ] ત્યાં સુધી રસુલુલ્લાહે મેંદો જોયો નથી. ફરી તેમને કહેવાયું કે

શુ રસુલુલ્લાહ [સલ] ના વખતમાં તમારે ત્યાં ચાયણી નહોતી. ફરી કહેવાયુ કે તમો જવને કેવી રીતે કરતા હતા ? તેવણે કહયું કે અમો તેને ફુંકતા તો જેટલું ભુસું ઉડવાનું હોય તેટલું ઉડીજતું ફરી તેનો આટો બાંધતા હતા.

૫ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે નબીએ (સલ) ટેબલ ઉપર ખાધું નથી અને ન [પલેટ] અચારદાનીઓમાં ખાધું છે અને ન તેમને માટે ચપાતીઓ હતી. રાવી કહી છે કે મેં કતાદાને કહયું તો શી વસ્તુ ઉપર રાખી ખાતા હતા તેવણે કહયું કે આ સફરા ઉપર.

૬ મસરૂક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે હુ આએશા [રદી] પાસે આવ્યો તેણીએ મારે માટે ખાણું મંગાવ્યું. અને કહયું કે હુ જ્યારે ખાણાથી પેટ ભરૂં છું ત્યારે મારૂં દીલ એમ ચાહે છે કે રડયાજ કરૂં અને રડું છું.* રાવીએ કહયું કે મેં પુછ્યું શા માટે ? તેણીએ કહયુ કે જે અવસ્થામાં રસુલુલ્લાહે [સલ] દુન્યા છોડી તેનું હુ સ્મરણ કરૂં છું. અલ્લાહની કસમ તેવણે કદી દિવસમાં બે વાર ગોસ્ત અને રોટલીથી પેટ ભર્યું નથી ?

૭ આએશા [ રદી ] થી રિવાયત છે તેણીએ કહયું કે રસુલુલ્લાહે [સલ] મરતા સુધી બે દિવસ સાથે જવની રોટલીથી પેટ ભરી ખાધુ નથી.

૮ અનસ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે (સલ) વફાત સુધી કદી મેઝ ઉપર ખાધુ નથી અને કદી પાતળી રોટલી ]ચપાતી] પણ ખાધી નથી.

## પ્રકરણ ૨૬ સું.

### રસુલુલ્લાહ [સલ]ના શાક વિશે.

૧ આએશા (રદી) થી રિવાયત છે કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે સરકો કેવું સારૂં શાક છે. રાવીને શક છે કે હદીસમાં ઓદમ શબ્દ છે અથવા ઓદામ છે [પણ બંનેના અર્થ એક છે).

૨ નોઅમાન બીન બશીર [રદી] થી રિવાયત છે તેવણે [એક દીવસે] લોકોને કહયું. શું તમો જેટલું ચાહો છો તેટલું ખાણા પીણામાં પુરતું નથી ? કસમ છે બચીત મેં તમારા નબીને (સલ) જોયા કે તેમનું પેટ ભરાય એટલું ખરાબ ખજૂર પણ તેવણને મળતું નહોતું.

૩ જાબેર બીન અબદુલ્લાહ [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું સરકો કેટલું સારૂં શાક છે.

૪ ઝહદમ જરમી [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે અમો અબુ મુસા [રદી] ની પાસે હતા એવામાં મરઘીનું માંસ આવ્યું તો લોકોમાંથી એક પુરૂષ બની તૈમુલ્લાનો ગોરો ગુલામ જણાતો હતો તે પાસે નહી આવ્યો અબુ મુસાએ [રદી] કહયું પાસે આવ. તેણે કહયું કે મેં એને જોયું છે તે બદબો દાર વસ્તુ ખાય છે માટે મેં એને ખાવાથી કસમ ખાધી છે. અબુ મસાએ (રદી.) કહ્યું બચીત મે રસુલુલ્લાહ [સલ]નેજોયા છે તેવણે મરઘીનું માંસ ખાધું છે,

૫ સફીના [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે મેં રસુલુલ્લાહ [સલ] સાથે હોબારા [સુરખાબ] નું માંસ ખાધું છે.

૬ ઝહદમ જરમી [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે અમો [એક દીવસ] અબુ મુસા [રદી] ની પાસે હતા. રાવી કહે છે ફરી તેમનું ખાણું મુકવામાં આવ્યું અને ખાણામાં મરઘીનું માંસ પણ મુકાયું હતું અને લોકોમાં બની તૈમુલ્લાહ [કબીલા] નો લાલ રંગનો પુરૂષ હતો જાણે તે ગુલામ જણાતો હતો. રાવીએ કહયું કે તેપાસે નહીં આવ્યો અબુ મુસાએ (રદી) તેને કહયું પાસે આવ બચીત મેં રસુલુલ્લાહ [સલ] ને જોયા છે કે તેવણે એને ખાધું છે તે પુરૂષે કહયું કે મેં એને જોઇ છે તે એક વસ્તુ [નજાસત] ખાય છે જેથી મને એથી ચાણગમો

* એટલે હું પેટ ભરીને ખાઉ છું તો મને રડવુંજ આવે છે.

છે માટે મેં કસમ ખાધી છે કે કદી એને ખાઇશ નહીં.

૭ અબુ ઓસૈદ [રદી] થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું છે કે તમો ઝૈતુન ખાઓ અને તે તેલ લગાડો કારણ કે એ બરકત વાળા ઝાડનું તેલ છે.

૮ ઉમર બીન ખત્તાબ [રદી] થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે તમો ઝૈતુન ખાઓ અને તે તેલ લગાડો કેમકે તે મુબારક ઝાડ છે.

૯ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે નબી [સલ] ને દુધી પસંદ હતી. ફરી [એક દીવસે] ખાણું લાવવામાં આવ્યું [અથવા તેમની દાવત થઇ તો હું તેને લઇલઇ તેવણની આગળ મુકતો હતો કારણકે હું જાણું છુ કે તે તેમને પ્યારી છે.

૧૦ જાબેર બીન તારેક [રદી] થી રિવાયત છે તેવણે કહયું કે હું નબી [સલ] પાસે આવ્યો તો મેં જોયું કે દુધી કપાય છે. મેં કહયું આ શું છે? તેવણે ફરમાવ્યું કે અમો એથી અમારા ખાણાને વધારીએ છીએ.

૧૧ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે એક દરજીએ ખાણું રાંધયું તે માટે તેણે રસુલુલ્લાહ (સલ) ને નોતર્યા. અનસે [રદી] કહયું કે હું રસુલુલ્લાહ [સલ] સાથે તે ખાણું ખાવા ગયો ફરી તેણે રસુલુલ્લાહ [સલ] આગળ જવની રોટલી તથા શેરવો મુકયો જેમાં દુધી તથા સુકુ માંસ હતું. અનસે [રદી] કહયું કે નબી [સલ] ને મેં જોયા કે તેવણ પ્યાલાની આસપાસથી દુધી ઢુંઢે છે ફરી તે દિવસથી મને પણ દુધી સાથે મોહબ્બત થઇ ગઈ.

૧૨ આએશા [રદી] થી રિવાયત છે કે નબી [સલ] હલવો [મીઠાઇ] તથા મધને પસંદ રાખતા હતા.

[૧૩] ઉમ્મે સલમા [રદી] થી રિવાયત છે કે તેણીએ રસુલુલ્લાહ [સલ] આગળ [બકરીનુ] ભૂંજેલું પેહેલું [પાંસલાવાળી રાન] લાવી તો હજરતે [સલ] તેમાંથી ખાધું. ફરી નમાઝ પઢવા ઉઠયા અને વોઝૂ કર્યું નહિ.

૧૪ અબદુલ્લાહ બીન હારેસ [રદી] થી રિવાયત છે તેવણે કહયુ કે એક દીવસે અમોએ રસુલુલ્લાહ (સલ) ની સાથે ભુંજેલું ગોશ્ત મસજીદમાં ખાધું છે.

૧૫ મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે તેવણ કહે છે કે એક રાત્રે હું રસુલુલ્લાહ (સલ) પાસે મેહમાન રહયો ત્યારે આપની સામે પાંસલાવાળી ભુંજેલી રાન લાવવામાં આવી તો હજરતે (સલ) છરી લીધી અને તે વડે તેમાંથી મારે માટે કાપવા લાગ્યા. રાવીએ કહયું કે એટલામાં બિલાલ તેમને નામાઝની ખબર કરવા આવ્યા તો હજરતે (સલ) છરી નાંખીને કહયું એને શું થયું, એના હાથ માટીમાં રોળાય. મોગીરા કહે છે અને બિલાલની મુછો વધી ગઇ હતી તેમને હજરતે ફરમાવ્યું કે શું હું દાતણ ઉપર મુકી તારી મુછો કાતરૂં ? અથવા તું તારૂં દાતણ ઉપર મુકીને તારી મુછ કાપ.

૧૬ અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે નબી (સલ) પાસે માંસ લાવવામાં આવ્યું ફરી હજરતને (સલ) અદલાવાળો (માંસ ભરેલો) પોંહચો આપવામાં આવ્યો અને તેમને એ પસંદ હતો ફરી હજરત (સલ) તેના પર દાંત મારી ખાતા હતા.

૧૭ અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે નબી (સલ) ને પોંહચાનું માસ પસંદ હતું. રાવી કહે છે કે રસુલુલ્લાહ (સલ) ને હાથના માસમાં ઝેર અપાયું હતું. અને રાવી ધારે છે કે યાહુદીઓએ તેમને ઝેર આપ્યું હતું.

૧૮ અબુ ઓબૈદ (રદી) થી રિવાયત છે તેવણે કહયું કે મેં નબી (સલ) માટે હાંડી પકાવી અને તેમને (બકરીના) હાથનું માસ ઘણું

પસંદ હતું તો મેં તેમને એક હાથ આપ્યો. ફરી હજરતે (સલ્લ) (તે ખાઇ) ફરમાવ્યું મને હાથ આપ. તો મેં તેમને હાથ આપ્યો. ફરી તેવણે ફરમાવ્યું મને હાથ આપ. તો મેં કહયું ઓ રસુલુલ્લાહ (સલ્લ) બકરીને કેટલા હાથ થાય છે ત્યારે હઝરતે (સલ્લ) ફરમાવ્યું કે તેની કસમ કે મારો જાન જેના કબજામાં છે જો તું ચુપ રહેતે તો હું માંગતે ત્યાં સુધી તું મને હાથ આપ્યા કરતે.

૧૯ આએશા (રદી)થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસુલુલ્લાહ (સલ)ને માસમાં પોહચાનું માંસ ઘણું પસંદ નહોતું. પણ તેવણને એક દીવસને આંતરે માંસ મળતું હતું અને તેવણ એને જલદી માંગતા હતા. કારણ કે જલદી ગળી જતું હતું.

૨૦ અબદુલ્લાહ બીન જાફર (રદી)થી રિવાયત છે તેવણ કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ) થી સાંભળ્યું છે તેવણ કહે છે કે પૂઠનું માંસ ઘણું ઉમદા માંસ છે.

૨૧ આએશા (રદી)થી રિવાયત છે કે નબી (સલ) એ ફરમાવ્યું કે સરકો કેટલું ઉમદા શાક છે.

૨૨ ઉમ્મેહાની (રદી)થી રિવાયત છે તેણીએ કહ્યું કે (એક દીવસે) નબી (સલ) મારી પાસે આવ્યા અને કહ્યું શું તારી પાસે (ખાવાની) કંઇ વસ્તુ છે? મેં કહ્યું કે માત્ર સુકી રોટલી અને સરકો છે. હજરતે ફરમાવ્યું કે લાવ. જે ઘરમાં સરકો હોય તે શાકનો ગરજવાન નથી.

૨૩ અબુ મુસા અસઅરી (રદી)થી રિવાયત છે. કે નબી (સલ) એ ફરમાવ્યું કે આએશા (રદી) ની શ્રેષ્ઠા બીજી સ્ત્રીઓ ઉપર એવી છે, જેવી શ્રેષ્ઠા સઘળા ખાણા ઉપર સરીદ (એટલે શોરવામાં રોટલી ચુરી ભાંગવી બનાવેલ ખાણા) ને છે.

૨૪ અનસ બીન માલક (રદી) થી રિવાયત છે. તેવણે કહ્યું કે નબી (સલ) એ ફરમાવ્યું કે જે રીતે આએશા (રદી) ની બુઝુરગી બીજી સ્ત્રીઓ ઉપર છે એજ રીતે સઘળા ખાણાઓ ઉપર સરીદને શ્રેષ્ઠા છે,

૨૫ અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે, કે બચ્ચીત એમણે રસુલુલ્લાહ (સલ)ને જોયા કે આપે પનીરનો ટુકડો ખાઇ વુઝુ કીધું. ફરી આપને જોયા. કે બકરીના (શાના) ખભાનું ગોસ્ત ખાધું ફરી આપે નમાઝ પઢી અને વઝુ કર્યું નહિ.*

૨૬ અનસ બિન માલિક (રદી)થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહે (સલ) જ્યારે બીબી સફીય્યહ [રદી] સાથે નિકાહ કીધા ત્યારે ખજુર અને સત્તુનો વલીમો કર્યો હતો.

૨૭ અબદુલ્લાહ બીન અલી પોતાની દાદી સલમા [રદી]થી રિવાયત કરે છે કે બચ્ચીત હસનબીન અલી અને ઇબ્ને અબ્બાસ તથા ઇબ્ને જાફર [રદીયલ્લાહો અનહુમ) સલમા (રદી) પાસે આવ્યા અને સલમાને કહયું કે જે ખાણું રસુલુલ્લાહ [સલ]ને પસંદ હતું અને આપ ખુશીથી ખાતા તે અમારે માટે તૈયાર કરી આપો. સલમાએ કહ્યું ઓ વાહાલા દીકરા આજે તમો તે ખાણાની ખાહેશ ન કરો. કહ્યું કેમ નહિ, હમે તો ખાહેશ કરીશું. તમો હમારે માટે તઇયાર કરી આપો. ત્યારે સલમા [રદી] ઉભી થઇ અને થોડા જવ લઇ દળ્યા અને હાંડીમાં નાંખી તે ઉપર ઝેતુનનું તેલ રેડયું અને તે ઉપર કાળા મરી તથા જીરૂ વિગેરે ગરમ મસાલો કુટી ભભરાવી તેઓ પાસે મુકયું, ફરી કહ્યું કે આ તે ખાણામાંથી છે જે નબી [સલ]ને સારૂં લાગતું હતું અને આપ તેને ખુશીથી ખાતા હતા.

* વાંચો મશારેક ભાગ ત્રીજો. હદીસના૦ ૨૧૦૨ કે વઝુ નમાજ માટે વાજેબ છે. ખાવા માટે વાજેબ નથી. અબ્દુર્રરહમાન

૨૮ જાબેર બીન અબ્દુલ્લાહ [ રદી ]થી રિવાયત છે કે નબી [ સલ ] હમારી પાસે હમારા ઘરમાં આવ્યા ત્યારે હમે હઝરત [ સલ] માટે એક બકરી ઝુબેહ કરી હતી. ફરી આપ ફરમાવવા લાગ્યા કે જાણે હમો ગોસ્તને વધુ પસંદ કરીએ છીએ. અને ખન્દકની લડાઇમાં આપના મોઅજીઝા વિષે આ હદીસનો મોટો કીસ્સો છે.*

૨૯ જાબેર [ રદી ]થી રિવાયત છે કે રસુલુલ્લાહ [ સલ ] બહાર નીકળ્યા ત્યારે હું પણ આપની સાથે હતો ફરી હઝરત [સલ] એક અનસારની સ્ત્રીના ઘરમાં ગયા ત્યારે તે સ્ત્રીએ હજરત [ સલ ] માટે એક બકરી ઝુબેહ કરી ફરી તેમાંથી હજરતે ખાધું ફરી તે એક રકાબી તાજી ખજુર ભરી આપની પસે લાવી તો આપે તેમાંથી પણ ખાધું અને ઝોહર માટે વુઝુ કીધું અને નમાઝ અદા કરી ફરી જ્યારે આપ આવ્યા ત્યારે પણ તે બકરીનું વધેલું ગોસ્ત કાંઇ લઇ આવી તો આપે તેને પણ ખાધું અને અસરની નમાઝ પઢી પણ નવું વુઝુ કર્યું નહિ.

૩૦ ઉમ્મે મુનઝેર [ રદી ]થી રિવાયત છે તેણીએ કહ્યું રસુલુલ્લાહ [ સલ ] મારી પાસે આવ્યા અને આપની સાથે હજરત અલી [ રદી ] હતા અને હમારે ત્યાં એક ખજુરની લુમ લટકાવેલી હતી ફરી હજરતે[ સલ ] તેમાંથી ખાવું શરૂ કર્યું તો હજરત અલી [ રદી ] પણ સાથે ખાવા લાગ્યા ત્યારે હજરતે ફરમાવ્યું કે ઓ અલી તમો નહીં ખાવ કારણ તમો પાતલા શરીરના [બીમારી ભોગવી ઉઠયા ] છો. ઉમ્મે મુનઝેરે કહ્યું કે ફરી અલી [ રદી ] બેસી ગયા અને હઝરત [ સલ ] ખાતા હતા ઉમ્મે મુનઝેરે કહ્યું કે ફરી મેં તેઓ માટે ચકુન્દરનું શાક અને જવની રોટલી તૈયાર કરી ત્યારે રસુલુલ્લાહે [ સલ ] અલીને ફરમાવ્યું કે ઓ અલી એમાંથી લો અને ખાવ ફરી ફરમાવ્યું કે ખચ્ચીત આ ખાણું તમારા શરીરને વધુ માફક છે. *

૩૧ ઉમ્મુલ મોમેનીન આએશા [ રદી ] થી રીવાયત છે આએશાએ કહયું કે જ્યારે રસુલુલ્લાહ [ સલ ] મારી પાસે આવતા તો પુછતા કે તારી પાસે કાંઇ સવારનું ખાણું છે ? હું કેહતી કે નથી ત્યારે આપ ફરમાવતા ત્યારે હું રોઝો રાખી લઉં છું આએશાએ કહયું કે ફરી એક દીવસ આપ [સલ] આવ્યા તો મેં કહ્યુ કે યા રસુલલ્લાહ આજે અમારે ત્યા હદયો અપાયો છે. આપે ફરમાવ્યું તે શું છે. મેં કહ્યુ કે મલીદો છે. આપે ફરમાવ્યું હું સવારે રોઝાથી હતો. આએશા કહે છે કે ફરી આપે [સલ] ખાધું.

૩૨ અબ્દુલ્લાહ બીન સલામ [ રદી ] થી રીવાયત છે એવણ કહે છે કે મેં નબી [સલ] ને જોયા કે આપે એક જવની રોટલીનો તુકડો લઇ તે ઉપર એક ખજુર મુકી ફરમાવ્યું કે આ એનું શાક છે. ફરી આપે ખાધું.

૩૩ અનસ બીન માલિક [ રદી ] થી રિવાયત છે. ખચ્ચીત રસુલુલ્લાહ [સલ] ને સુફલ ઘણું પસંદ હતું. અબ્દુલ્લાહ તિરમેઝીના ઉસ્તાદ કહે છે કે વાસણમાં બચી રહેલા ખાણાને સુફલ કહે છે.

## પ્રકરણ ૨૭ મું
## રસુલુલ્લાહ ( સલ )ના ખાવા માટે વુઝુ કરવા વિશે.

૧ ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે કે ખચ્ચીત રસુલુલ્લાહ [ સલ ] જાજરૂથી નિકળ્યા ત્યારે આપની પાસે ખાવાનું મુકાયું સહાબીઓએ પુછયું શું આપના વુઝુ કરવા

* એનો પુરો કીસ્સો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૧ લો હદીસ નાં ૬૧૯માં તથા મશારેકુલ અનવાર ભાગ બીજે હદીસ નાં૦ ૧૦૨૨ માં પણ આવ્યો છે.

અબ્દુર્રરહમાન

* આ હદીસોથી સિધ્ધ થયું છે કે બીમારીમાં નુકશાન કરનારી વસ્તુઓથી પરહેજી કરવું એ સુન્નત છે. અબ્દુર રહમાન.

માટે પાણી ન લાવીએ ? હજરતે ફરમાવ્યું ખરેખર મને નમાઝ પઢવા માટે વુઝુ કરવા હુકમ થયો છે. *

૨ ઇબ્ને અબ્બાસ (રદી) થી રિવાયત છે તેવણુ કહે છે કે રસુલુલ્લાહ (સલ) જાજરૂથી નિકળ્યા ફરી આપની પાસે ખાણું મુકાયુ જ્યારે લોકોએ અરજ કરી કે યા રસુલલ્લાહ શું આપ વઝુ કરતા નથી ? ત્યારે આવે ફરમાવ્યુ કે હું નમાઝ પઢીશ ત્યારે વુઝુ કરીશ.

૩ સલમાન (રદી) થી રીવાયત છે તેવણુ કહેતા હતા કે મેં તૌરાતમાં પઢયું છે. કે ખરે ખર ખાણાંની બરકત ખાઈ રહયા પછી હાથ ધોવામાં છે. ફરી મેંજે કાંઇ તેમાં પઢયું હતુ તેનું રસુલુલ્લાહ (સલ). આગળ બયાન કર્યું અને ખબર કરી ત્યારે નબી (સલ) એ ફરમાવ્યું કે ખાવાની બરકત ખાવા પહેલાં તથા પછી હાથ ધોવામાં છે.

## પ્રકરણ ૨૮ મું.

### રસુલુલ્લાહ (સલ) ખાવા પહેલાં તથા પાછળ બરકત થવા જે પઢતા તે વિશે.

૧ અબી અય્યુબ અનસારી (રદી) થી રીવાયત છે તેવણ કહે છે કે હમો એક દહાડે આપ (સલ) ની પાસે હતા કે આપની પાસે ખાણું મુકાયું પણ મેં શરૂમાં એવી ઘણી બરકતવાળું અને ખાતાં છેવટમાં એથી કમ બરકતનું કોઇ ખાણું કદી જોયું નથી. ત્યારે હમે અરજ કરી કે યા રસુલલ્લાહ આ કેવી રીતે છે. આપે ફરમાવ્યું કે હમો જ્યારે ખાવા બેઠા ત્યારે બિસમિલ્લાહ પઢી હતી ફરી જ્યારે આ માણુસ બેઠો જેણે ખાધું છે. તેણે બિસમિલ્લાહ પઢી નહી તો તેની સાથે તેના શેતાને ખાધું છે. (જેથી તે ઘટી ગયું.)

૨ આએશા (રદી) થી રીવાયત છે તેણી એ કર્યું કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી જ્યારે કોઈ ખાવા લાગો ફરી તે તે ખાણાં ઉપર અલ્લાહનું નામ લેવું ભુલી ગયો હોય તો તેને જોઇએ કે કહે, **બિસમિલ્લાહે અવ્વલેહી વ આખેરેહી***

૩ અમર બીન અબી સલમહ (રદી)થી રિવાયત છે. કે ખરેખર તે હજરત (સલ) પાંસે તે વેળા આવ્યો જ્યારે આપની પાસે ખાણું હતું ત્યારે આપે ફરમાવ્યું કે ઓ વહાલા દીકરા પાંસે આવ અને અલ્લાહનું નામ લઇ સીધા હાથે જે તારી સામે છે ત્યાંથી ખા.+

૪ અબી સઇદ ખુદરી (રદી) થી રીવયત છે એવણ કહે છે કે રસુલુલ્લાહ (સલ) જ્યારે ખાણું ખાઇ રહેતા તો કહેતા **અલ્હમ્દો લિલ્લાહિલ-લઝી અત-અમના વ-સકાના વ-જઅલના મિનલ મુસલેમીન.+**

૫ અબી ઓમામહ (રદી) થી રીવાયત છે એવણ કહે છે કે રસુલુલ્લાહ (સલ) ની સામેથી જ્યારે ખાણનો ખુનચો ઉઠાવી લેવામાં આવતો ત્યારે આપ આ **દોઆ** પઢતા. **અલ્હમ્દો લિલ્લાહે હમદન કસીરન તૈયેબન મુબારકન ફીહે ગયર મોવદદેઇન વલા મુસ્તગનેન અનહો રબ્બના ÷**

---

* એટલે ખાવા પહેલાં કોઈ વેળા આપ વુઝુ કરતા તો કોઈ વેળા છોડી પણ દેત. કારણ કે કદાચ લોકો એક ફરજ ન સમજી લે. અબદુર રહમાન.

* અર્થ બિસમિલ્લાહ કહું છું તેનાં પહેલાં અને છેલાં.

× પોતાની સામેથી ખાવા આપે ફરમાવ્યું એટલે વચ્ચેથી ખાવું નહીં જોઈએ અને એનેજ મળતી મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ત્રીજાની હદીસ નાં૦ ૧૯૨૫ પણ છે. વળી મશારેકુલ અનવાર ગુજરાતીના ત્રીજા ભાગમાં ઓમર બીન અબી સલમહવાળી હદીસ ના. ૧૯૩૨ ની પણ છે. જેનો ખુલાસો ત્યાં વધુ મળશે.

+ સર્વ સ્તુતી અલ્લાહ માટે છે જેણે હમને ખવાડયું અને હમને પીવાડયું અને હમને મુસલમાન બનાવ્યા.

÷ અર્થ ઘણી સ્તુતી અલ્લાહ માટે છે. ઘણી સુથરી બરકતવાળી સ્તુતી શુકર એવો શુકર જે એકજવાર કરી નહીં છોડી દેવાય અને ફરી તેની હાજત રહે નહીં ઓ હમારા પાલનહાર તુંજ સ્તુતીના પા

૬ આએશા (રદી) થી રીવાયત છે તેણીએ કહ્યું કે (એક દહાડે) નબી (સલ) ૭ માણસ પોતાના દોસ્તો સાથે ખાણું ખાતા હતા ફરી એક ગામડીયો આવ્યો ફરી જ્યારે તે ગામડીયાએ બેજ કોળીયામાં ખાઇ પુરૂં કર્યું ત્યારે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે જો એ બિસમિલ્લાહ કહેતે તો આ તમો બધાને બસ થઇ રહેતે. (ઘટતે નહીં.)

૭ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે રસુલૂલ્લાહે [સલ] ફરમાવ્યું ખચ્ચીત અલ્લાહ પાક ઘણા ખુશ થાય છે તે બંદાથી કે જ્યારે તે કોઇ ખાણું ખાય અથવા કાંઇ પીણું પીએ ફરી તે ઉપર અલ્લાહ પાકની સ્તુતી કરી તેના એહસાનનો શુકર કરે

## પ્રકરણ ૨૯ મું.

### રસુલુલ્લાહ (સલ) ના પિયાલા વિશે.

૧ સાબેત [રદી] થી રિવાયત છે એવણે કહ્યું કે અનસબીન માલેક [રદી] એ હમારી સામે એક જાડું દળવાળું લાકડાનું પેયાલું કહાડયું કે જેના ઉપર લોખંડના ખીલા મારેલા હતા ફરી અનસે કહ્યું આ સાબેત આ રસુલુલ્લાહ [સલ] નું પેયાલું છે.

૨ અનસ [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે ખચ્ચીત આ તે પેયાલું છે કે જેમાં રસુલુલ્લાહ [સલ] ને હું બધી વસ્તુઓ પાણી, ખજુરનું શરબત તથા મધ અને દૂધ ભરી પીવાડતો હતો.

## પ્રકરણ ૩૦ મું.

### રસુલુલ્લાહ (સલ)ના મેવો ખાવા વિશે.

૧ અબદુલ્લાહ બીન જાફર [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે રસૂલુલ્લાહ [સલ] કાકડીને તાજી ખજુર સાથે ખાતા હતા.

૨ આએશા [રદી] થી રિવાયત છે ખચ્ચીત નબી [સલ] ખરબુજા ને તાજી ખજુર સાથે મેળવી ખાતા હતા.

૩ અનસબિન માલિક [રદી] થી રિવાયત છે. એવણ કહે છે કે મેં રસુલુલ્લાહ [સલ] ને જોયા હતા કે તેવણ ખાવામાં ખરબુજ અને તાજી ખજુર ભેગી ખાતા હતા.

૪ આએશા [રદી] થી રિવાયત છે કે ખરેખર નબી [સલ] એ ખરબુજાને તાજી ખજુરની સાથે ખાધું છે.

૫ અબીહોરૈરા [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે જ્યારે ઝાડોમાં પહેલીવાર ફળ લાગતાં તો લોકો તેને રસુલુલ્લાહ [સલ] પાસે લાવતા ફરી જ્યારે રસૂલુલ્લાહ ( સલ ) લેતા તો કહેતા ( **અલ્લાહુમ્મ બારેક લના, ફીસેમારેના વ બારેક લના ફી મદીનતેના વ બારેક લના ફી સાએના વ-ફી મુદદેના અલ્લાહુમ્મ ઇન્ન ઇબ્રાહીમ અબદોક વ ખલીલોક વ નબીયોક વ ઇન્ની અબ્દોક વ નબીયોક વઇન્નહુ દઆક લે મકકતા વઇન્ની અદઉક લિલ મદીનતે બેમિસ્લ મા દઆક બેહી લેમકકતા વ મિસ્લેહી મઆહુ** ) * આબુ-

છે. ઇત્ય બુખારીમાં પણ આ દોઆ આવી છે તેમાં ગયર મુકફ ફેઈન નો શબ્દ પણ છે. મશારેક ભાગ ૩ હદીસ ૨૧૮૨

અબદુર રહમાન.

* અર્થ ઓ અલ્લાહ તું હમને બરકત આપ હમારા મેવામાં અને બરકત આપ હમારા મદીનામાં અને બરકત આપ હમારા માપના વાસણ (સાઅ) માં અને હમારા માપના વાસણ ( મુદમાં ) ઓ અલ્લાહ ખરેખર ઇબ્રાહીમ (અલૈ) તારા બંદા છે અને તારા દોસત તથા તારા નબી છે. અને હું પણ તારો બંદો અને નબી છું, અને ખરેખર તેવણે તારી પાસે મકકા માટે દોઆ કરી છે. અને હું તારી પાસે મદીના માટે તેવી દોઆ માંગું છું કે જેવી તારી પાસે મકકા માટે તેવણે દુઆ કરી છે એને તે (બરકત) સાથે બીજી પણ તેટલીજ. વળી આહદીસ મુસલિમમાં પણ છે. જુવો મશારેકુલ અનવાર ગુ૦ ભાગ ત્રીજો હદીસ નંબર ૨૨૩૭.

અબદુર રહમાન

હોરૈરહ કહે છે કે ફરી આપ (સલ) નાનાં છોકરાંઓને બોલાવતા ફરી જેને જોતાં તેને તે મેવો દેતા.

૬ મોઅવ્વેઝ બીન અફરાની છોકરી રોબેયઆથી રિવાયત છે તેણીએ કહ્યું કે મને મોઆઝ બીન અફરાએ એક થાળીમાં તાજી ખજુર ભરી અને તેની ઉપર તદન કાચી રૂંવાટા વાળી ઝીણી કાકડીઓ મુકી આપ (સલ) પાસે લઇ જવા મોકલી અને નબી (સલ) કાકડીને ઘણી પસંદ ફરમાવતા હતા ફરી તેને હું હજરત પાસે લઈ ગઈ અને (તે વેળા) હજરત પાસે ઘરેણું મુકેલું હતું જે બહરૈનથી આપની પાસે આવેલું હતું ફરી હજરતે તેમાંથી હાથ ભરી મને આપયું.

૭ રોબય્યઅ છોકરી ઓઅવ્વેઝ બીન અફરાની તેણીએ કહ્યું કે હું એક થાલી તાજી ખજૂરની અને તે ઉપર કાચી રૂવાટાવાળી કાકડીઓ મુકી રસુલુલ્લાહ (સલ) પાસે લાવી. ત્યારે હજરતે (સલ) મને હાથ ભરી ઘરેણું કે સોનું. (આપ્યું)

## પ્રકરણ ૩૧ મું.

## રસુલુલ્લાહ (સલ) ના પીવાના તરીકા વિષે.

૧ આએશા (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસુલુલ્લાહ (સલ) ને પીવાની વસ્તુઓમાં સર્વથી વધુ પસંદ ઠંડી મિઠાશવાળી વસ્તુ હતી. (મીઠું શરબત હતું)

૨ ઇબ્ને અબ્બાસ (રદી) થી રિવાયત છે એવણ કહે છે કે રસુલુલ્લાહ [સલ] ની સાથે હું અને ખાલેદ બીન વલીદ મૈમુનહ [રદી] ને ત્યાં ગયા જ્યારે મૈમુનહ એક વાસણમાં દુધ ભરી લાવી તો રસુલુલ્લાહે [સલ] તેમાંથી પીધું અને હું આપ [સલ] ની રીધી બાજુએ હતો અને ખાલેદ બાન વલીદ ડાબી બાજુએ હતા ત્યારે આપે મને આપી કહ્યું પીવાનો હકક પહેલાં તારો છે ફરી તું ચાહે તો ખાલેદને આપ, મેં કહ્યું કે આપના પીતાં બચેલું કોઇને આપવું હું પસંદ કરતો નથી. ત્યારે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે અલ્લાહ પાક જ્યારે કોઇને કાંઇ ખાવાની વસ્તુ ખવડાવે તો તેને જોઇએ કે તે કહે **અલ્લાહુમ્મ બારેકલના ફીહે વઅત-ઇમના ખૈરમ મિન્હો** × અને અલ્લાહ તઆલા જેને દુધ પીવડાવે તેને જોઇએ કે તે કહે [**અલ્લાહુમ્મ બારેક લના ફીહે વઝિદના મિન્હો** + રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે ખાવા અને પીવામાં દુધ સિવાય બીજી કોઇ એવી વસ્તુ નથી કે જે બન્ને રીતે સંતોષ આપતી હોય.

## પ્રકરણ ૩૨ મું.

## રસુલુલ્લાહ [સલ]ની પીવાની રીતો વિશે.

૧. ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે કે ખચ્ચીત નબી [સલ] એ ઝમઝમનું પાણી ઉભા રહી પીધું હતું.

૨. અમર બીન શોઐબ રિવાયત કરે છે પોતાના બાપથી અને તેવણ રિવાયત કરે છે પોતાના દાદાથી તેવણે કહ્યું કે મેં નબી [સલ] ને જોયા છે કે હજરત ઝમઝમના પાણીને ઉભા તેમજ બેઠા પીતા હતા.

૩. ઇબ્ને અબ્બાસ [રદી]થી રિવાયત છે એવણ કહે છે કે નબી [સલ] ને ઝમઝમનું પાણી મેં પીવાડયું હતું ત્યારે આપે ઉભા રહી પીધું હતું.

૪. નઝાલ બીન સબરા [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે હજરત અલી [રદી] ની સામે પાણીનો એક કુંજો લાવવામાં આવ્યો હતો અને તેવણ તે વેળા [રહબહ] કુફાના ચબુતરા ઉપર બેઠા હતા ફરી કુજામાંથી એક ચિલ્લુ

---

×અર્થ ઓ અલ્લાહ તું બરકત આપ હમને આ ખાણામાં અને તુ એથી વધુ સારૂં ખાણું ખવાડ. અબ્દુર રહમાન

+ અર્થ ઓ અલ્લાહ બરકત આપ તું હમારે માટે એમાં અને એ કરતાં પણ વધુ દુધ આપ અબદુર રહમન

ભરી પાણી લઇ પોતાના બન્ને હાથ ધોયા અને કોગળો કીધો તથા નાકમાં પાણી લીધું અને મોં તથા બન્ને હાથ અને માથા ઉપર મસોહ કર્યો ફરી ઉભા થયા તેમાંથી પાણી પીધું તે પછી ફરમાવ્યું કે જેનું વુઝુ તુટયું ન હોય તેનુ વોઝુ એવુંજ હોય છે એજ રીતે મે રસૂલુલ્લાહ [સલ] ને કરતાં જોયા છે. ×

૫. અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે કે નબી [સલ] જ્યારે વાસણમાં પાણી પીતા તો ત્રણ વાર શ્વાસ લઇ પીતા અને ફરમાવતા કે એ રીતે પીવું ઘણું પચે છે તેમ તરસ સારી રીતે મટે છે. ÷

૬. ઇબને અબ્બાસ [રદી] થી રિવાયત છે કે ખચ્ચીત રસુલુલ્લાહ [સ] જ્યારે પાણી પીતા તો બે વાર શ્વાશ લેતા.

૭. અબદુર રહમાન બીન અબી અમરતા થી રિવાયત છે એવણ રિવાયત કરે છે પોતાની દાદી કબશતાથી તેણીએ કહ્યું કે રસુલુલ્લાહ [સલ] મારી પાસે આવ્યા અને લટકેલી મશકમાંથી મ્હોં મુબારક લગાડી ઉભા રહી પાણી પીધું ફરી હું ઉઠી ત્યાં ગઇ અને મેં મશકનું તેટલું મ્હોં (બરકતની ખાતર કાપી લીધું.

૮. સોમામા બીન અબદુલ્લાહ (રદી) થી રિવાયત છે તેવણ કહે છે કે અનસ બીન માલીક (રદી) વાસણમાં પાણી પીતા તો ત્રણ શ્વાશ લેતા હતા

÷ આ હદીસ હદીસમાં મોં તથા હાથો ઉપર મસો કરવાનું લખયું છે. અને વુઝુની રીત દેખાડી છે પણ એથી મતલબ સફાઈ કરવુ છે. વોઝુ નથી કારણ કે હઝરત અલીના આ શબ્દો કે જેનું વોઝુ તુટયું ન હોય તેનું આ વોઝુ છે અને નમાજ માટે વુઝુ કરવાનો જે અમલ કરવાનું આવ્યું છે તે બુખારી તથા મુસલિમની હદીસ અમરબીન અબસાવાળી ઉપર છે જુવો મશારેકુલ અનવાર ભાગ બીજે હદીસ નં. ૯૧૭ અબદુર રહમન.

÷ આ હદીસ મુસલિમમાં પણુ છે અને ત્યાં વિસ્તારથી ત્રણ શ્વાસના ફાયદા છે જુવો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ બીજે હદીસ નં. ૧૨૯૮ અબદુર રહમાન.

૯ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે કે ખચીત નબી (સલ) (એક દહાડે) ઉમ્મે સોલૈમ પાસે આવ્યા અને ત્યાં એક મશક લટકેલી હતી ફરી હઝરતે (સલ) તેમાંથી મોં લગાડી ઉભા રહી પીધુ ત્યારે ઉમ્મે સુલૈમે (અનસનીમાંએ) મશક પાસે આવી મશકનું તેટલું મોં (બરકત થવાના કારણે) કાપી રાખી લીધું.

૧૦ સઅદ બીન અબી વકકાસ (રદી) થી રિવાયત છે કે નબી [સલ] ઉભા રહી પાણી પીતા હતા.

## પ્રકરણ ૩૩ મું.

## રસૂલુલ્લાહ [સલ] ના ખુશબો લગાડવા વિશે.

૧ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે નબી [સલ] માટે સુક [નામની ખુશબોદાર વસ્તુ] હતી તેથી આપ ખુશબો લગાડતા હતા.

૨ સોમામહ બીન અબદુલ્લાથી રિવાયત છે તેવણ કહે છે કે અનસ બીન માલિક [રદી] કોઇ ખુશબોદાર ચીજ પાછી ફેરવતા નહિ અને કહેતા કે નબી [સલ] પણ કોઇ ખુશબોવાળી વસ્તુ પાછી ફેરવતા નહતા.

૩ ઇબને ઉમર [રદી] થી રિવાયત છે એવણ કહે છે રસૂલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે ત્રણ વસ્તુઓ પાછી ફેરવવામાં આવે નહીં એક તકિયો બીજુ ખુશબોદાર કોઇ તેલ અને ત્રીજું દૂધ.

૪ અબીહોરૈરા [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે રસૂલુલ્લાહે [સલ] ફરમાવ્યું પુરૂષોની ખુશબો એવી હોય કે તેમાં મહેક વધુ હોય અને રંગ ઓછો હોય અને સ્ત્રીઓની ખુશબો એવી હોવી જોઇએ કે રંગ જાહેર થાય પણ તેમાં ખુશબો કમતી હોય.

૫ અબી ઉસમાન નહદી [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે રસૂલુલ્લાહે [સલ] ફરમાવ્યું કે તમારામાંથી કોઈને જ્યારે

રેહાન [ખુશબોદાર ચીજ] અપાય તો તેને પાછી ફેરવે નહીં કારણ કે તે જન્નતથી નિકળી છે. *

૬ જરીર બીન અબ્દુલ્લાહ [રદી]થી રિવાયત છે તેવણ કહે છે કે મને હઝરત ઉમર [રદી] ની સામે હાજર કરવામાં આવ્યો ત્યારે મેં પોતાની ઓઢેલી ચાદર કાઢી નાખી હતી અને માત્ર તેહબંદ બાંધી હતો ત્યારે મને હજરત ઉમરે [રદી] કહયું કે તારી ચાદર પણ ઓઢી લે અને લોકોને ફરમાવતા કે મેં કોઇ પુરૂષને જરીર કરતાં શોભીતો [ખૂબસુરત હોવાની] ખબર યુસુફ [અલૈ] ની પહોંચી છે બસ તેજછે. +

## પ્રકરણ ૩૪ મું

### રસૂલુલ્લાહ [સલ] ના વાત કરવાના તરીકા વિશે.

૧ આએશા [રદી] થી રિવાયત છે આએશાએ કહ્યું કે તમે આ વાત ઉતાવળે કરો છો તેમ રસૂલુલ્લાહ [સલ] જલદી વાતો કરતા નહતા પણ હજરત [સલ] ચોકખુ સાફ અને છુટું છુટું કરી ફરમાવતા કે જેથી હજરત પાસે બેઠેલો માણુસ તેને યાદ કરી લેતો.

* મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૧ લાની હદીસ ના. ૧૨૩ પણ આ હદીસને ટેકો આપે છે. તેમાં પાછી નહીં ફેરવવાનું બીજું કારણ આ પણ છે કે તે હલકું એહસાન છે જેથી પાછું ફેરવે નહીં અને પુરી હદીસ જોવી હોય તો ત્યાં જોશો. અબદુર રહમાન.

+ કર્તા ઈમામતિરમેઝી (રહ) એ આ હદીસ રસૂલુલ્લાહ (સલ) ના ખુશબોના વિષયમાં બયાન કરી છે પણ જાહેરમાં જોતાં એમાં કોઇ ખુશબોનુ વર્ણન નથી પણ શમાએલની શરેહ જોતાં જણાય છે કે જરીર (રદી) ની વધુ ખુબસુરતી ખુશબોદાર વસ્તુથી પણ સારૂં લાગવામાં વધી ગઈ હતી એમ હશે અથવા તો એમાં એ વીષયનો ઈશારો કર્યો હોય કે રસૂલુલ્લાહ (સલ) ની ખુશબો લગાડવાની આદતમાં એ સહાબી એ પેરવી કરી હોય. શરેહ શમાએલ અબદુર રહમાન.

૨ અનસ બીન માલિક [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે રસૂલુલ્લાહ [સલ] વાતને ફેરવી ફેરવી ત્રણ ત્રણ વાર ફરમાવતા જેથી આપ [સલ] નું ફરમાન સારી રીતે સમજમાં આવી જતુ.

૩ હજરત હસન બીન અલી [રદી] થી રિવાયત છે એવણ કહે છે કે મેં મારા મામા હિન્દ બીન હાલાને [જેવણ રસૂલુલ્લાહ [સલ] ના ગુણો સારી રીતે બયાન કરતા હતા] મેં કહયું કે તમે મને રસૂલુલ્લાહ [સલ] ના કાંઇ ગુણોનો એહવાલ કહો ત્યારે તેવણે કહયું કે રસૂલુલ્લાહ [સલ] હમેશ ગમમાં ફિકરમાં રહેતા આપને દુન્યામાં ચેન ન હતું. [આરામ ન લેતા હતા.] વધુવાર ચુપ રહેતા જરૂર વીના વાતો કરતા ન હતા. વાતોને શરૂ કરતા અને પુરી કરતા તો પૂરે મોં ખોલી કરતા અને બોલતા તો વધુ અર્થ ભરેલા બોલો બોલતા. તેવણની વાત ખરા ખોટા ને અલગ કરનારી હતી અને કોઇ વાત બે ફાયદા લંબાવી બોલતા ન હતા તેમજ એવી ટુંકી પણ નહીં બોલતા કે વાત રહી જાય. આપ [સલ] બે મરૂવ્વત તથા જુલમી ન હતા તેમજ કોઇને નીચ સમજી હલકા પાડનાર પણ ન હતા. દરેક નેઅમતની મોટી કદર કરતા ભલે તે પછી થોડીજ હોય. નેઅમતોમાંથી કોઇ ચીજની બુરાઇ નહીં કરતા એટલું જ નહીં પણ ખાવા પીવાની ગમે તેવી વસ્તુ હોય તેને પણ બુરૂં કહી તેની ખોડ ન કાઢતા. તેમજ તેના વખાણ પણ ન કરતા. અને દુન્યા કે દુન્યાની ચીજો આપને ગુસ્સામાં લાવતી ન હતી પણ જ્યારે કોઇ હક વાતનો દુશ્મન બની જીદ કરતો તે વેળા આપના ગુસ્સાને તેનો બદલો ન લેતા સુધી કોઈ વસ્તુ રોકી શકતી ન હતી. આપ [સલ] પોતાને માટે ગુસ્સે નહીં થતા તેમજ પોતાના જીવને લીધે બદલો ન લેતા. જ્યારે કોઈવસ્તુ તરફ [હાથે] ઇશારો કરતા ત્યારે આખી હથેલીથી ઇશારો કરતા અને જ્યારે આશ્ચર્ય પામતા ત્યારે હથેલી ઉલટાવી

દેતા અને જ્યારે આપ વાતો ફરમાવતા તે વેળા પેતાની હથેલીઓ નજીક કરી સીધી હથેલી ને ડાબી અંગુઠા ના સાથે મેળવી દેતા. અને જ્યારે આપ ગુસ્સે થતા તો મોં ફેરવી લેતા અને જ્યારે ખુશીમાં આવતા ત્યારે ખુશીથી આપની અખ્નિના કીનારા બંધ થતા–આપનુ દાંતોમાંજ હસતા ત્યારે દાંતો વાદળના કરાં જેવા લાગતા હતા.

## પ્રકરણ ૩૫ મું

### રસુલુલ્લાહ [સલ] ના હસવા વિશે.

૧ જાબેર બીન સમોરહ [રદી] થી રિવાયત છે. તેવણુ કહે છે કે રસુલુલ્લાહ [ સલ ] ના પગોની પીંડલીયો પાતળી હતી અને એટલું હસતા કે માત્ર દાંતો જાહેર થતા ફરી હું જ્યારે આપને જોતો ત્યારે આપની આંખો સુરમો લાગેલી સમજતો પણ તે સુરમો લગાડેલી ન હતી. બલ્કે જનમથી જ તેવી હતી

૨ અબદુલ્લાહ બીન હારેસ બીન જઝાથી રિવાયત છે. એવણુ કહે છે કે રસુલુલ્લાહ [સલ] કરતાં વધુ દાંતોમાં હસનાર મેં કોઇને જોયા નથી.

૩ અબદુલ્લાહ બીન હારેફ [ રદી ] થી રિવાયત છે. એવણુ કહે છે રસુલુલ્લાહ [સલ] ના હસવાની રીત દાંતોમાં હસવાની હતી.

૪ અબીઝર [રદી] થી રિવાયત છે એવણુ કહે છે કે રસુલુલ્લાહે [ સલ ] ફરમાવ્યું કે ખચ્ચીત હું જન્નતમાં દાખેલ થનાર પુરૂષને સારી રીતે જાણું છું. તથા દોઝખમાંથી નીકલનાર તે પાછલા પુરૂષને કે જે આગમાંથી નીકળશે અને કિયામતને દીવસે [ખુદાની સામે તેને] લાવવામાં આવશે. ફરી ફરિશતાઓને કહેવાશે કે એના ગુનાહો જે નાના હોય તે બયાન કરો પણુ તે વેળા તેના મોટા ગુનાહો છુપાવવામાં આવશે ત્યારે તેને કહેવામાં આવશે કે શું તેં ફલાણે દીવસે એવો એવો ગુનોહ કર્યો હતો ? અને તે ઇકરાર કરતો રહેશે. નકાર કરશે નહીં પણુ તે વેળા પોતાના મોટા ગુનાહોથી ઘણોજ ડરતો રહેશે. ફરી હુકમ થશે કે એના હર ગુનાહને બદલે કે જે એણે કર્યા હોય એક એક નેકી આપો ત્યારે તે કહેશે કે બેશક મારા તો બીજા પણુ ગુનાહો છે કે જેને હું આ જગ્યાએ જોતો નથી. અબુઝર કહે છે કે ખરેખર રસુલુલ્લાહ [સલ] ને મેં જોયા, આપ એટલા હસ્યા કે આપના દાંત મુબારક જાહેર થઇ ગયા.

૫. જરીર બીન અબદુલ્લાહથી રિવાયત છે એવણુ કહે છે કે જે વખતે હું મુસલમાન થયો ત્યારથી રસુલુલ્લાહે [સલ] મને [પાસે આવવાથી] કદી રોકયો નથી અને હસવા વગર મને જોયો નથી [એટલે જ્યારે મને જોતા તો આપ હસી દેતા.]

૬. જરીર બીન અબદુલ્લાહથી રિવાયત છે એવણુ કહે છે કે જ્યારથી હું મુસલમાન થયો રસુલુલ્લાહે [સલ] પાસે આવવાથી મને કદી રોકયો નથી. અને હસવા વગર મને કદી જોયો નથી.

૭ અબદુલ્લાહ બીન મસઉદ [રદી] થી રિવાયત છે એવણુ કહે છે કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું ખચીત દોઝખમાંથી નીકળનારાઓમાં છેલ્લા હું ઓળખું છું તે એક પુરૂષ હશે કે જે પોતાનાં ઢગરાં ઘસતો ચાલી નીકળશે. જ્યારે તેને કહેવામાં આવશે કે-જા–જન્નતમાં દાખેલ થા. હજરતે [સલ] ફરમાવ્યું કે ફરી તે જન્નતમાં દાખેલ થવા જશે અને લોકોને જોશે કે ખરેખર તેઓએ પોત પોતાનુ ઠેકાણું મેળવ્યું છે ત્યારે તે પાછો ફરશે અને કહેશે ઓ–મહારા રબ ખચ્ચીત લોકોએ પોત પોતાનું ઠેકાણું મેળવી લીધું છે, ત્યારે તેને કહેવામાં આવશે કે શું ? તહારો તે ઝમાનો તને યાદ છે કે જેમાં [દોઝખમાં] તું હતો. તો તે કહેશે કે હા યાદ રાખું છું–ફરી તેને આશા રાખવાનું કહેવાશે. [એટલે જે ઇચ્છા હોય તે કહે] ફરી તે આરઝુ કરશે તે વેળા તેને કહેવાશે કે ખચ્ચીત તને તારી ઇચ્છા મુજબ આપવામાં આવે છે અને તે ઉપરાંત જેટલું દુનિયામાં

અપાયલું હતું તેનું દશ ઘણું. હજરતે [સલ] ફરમાવ્યું તે કહેશે કે શું બાદશાહ થઇ મારી મશ્કરી કરો છો? અબદુલ્લાહ બીન મસઉદ કહે છે કે ખરેખર [તે વખતે] મેં રસુલુલ્લાહ [સલ] ને જોયા આપ એટલા હસ્યા કે આપના દાંત મુબારક જાહેર થઇ ગયા હતા.

૮. અલ્લી બીન રબીઆથી રિવાયત છે તેવણુ કહે છે કે હું હઝરત અલી [રદી] પાસે આવ્યો ત્યારે તેવણુની સવારી માટે જનાવર લાવવામાં આવ્યું હતું. ફરી જ્યારે તેના રિકાબમાં પોતાનો પગ મુકયો ત્યારે કહ્યું **બિસ્મીલ્લાહ** + ફરી જ્યારે તેની પીઠ ઉપર સ્વાર થઇ ગયા ત્યારે કહ્યું **અલહમ્દો લિલ્લાહ**× ફરી આદોઆ પઢી. **સુબ્હાનલ્લઝી, સખ્ખર લના-હાઝા વમા કુન્ના-લહુ-મુકરેનીન વ ઈન્ના ઈલા રબ્બેના લમુન-કલેબુન**÷ ફરી ત્રણવાર **અલહમદો લિલ્લાહ** ત્રણવાર **અલ્લાહો અકબર** કહી આદોઆ પઢી. **સુબહાનક ઇન્ની ઝલમતો નફસી-ફગફેરલી ઇન્નહુ લા યગફેરૂઝ-ઝોનુબ ઈલ્લા અન્ત*** ફરી ફરી હસ્યા ત્યારે મેં પુછ્યું શું ચીઝથી હસ્યા ઓ અમીરૂલ મોમેનીન! ત્યારે બોલ્યા કે મેં રસૂલુલ્લાહ (સલ)ને આ પ્રમાણે મેં કર્યું. તેમ કરતાં જોયા હતા. ફરી હજરત (સલ) હસ્યા ત્યારે મેં પુછ્યું શા માટે હસો છો યા રસૂલલ્લાહ! ત્યારે હજરતે ફરમાવ્યું ખચીત તારો રબ ખુશ થાય છે પોતાના તે બંદાથી કે જ્યારે તે એમ કહે છે ઓ મારા પાલનહાર! તું મારા ગુનાહોને બખશી દે. (અને ફરમાવે છે કે) બેશક આ મારો બંદો જાણે છે કે મ્હારા સિવાય કોઇ પણ ગુનાહોને બખશનાર નથી.

૯ સઅદબિન અબી વકકાસથી રિવાયત છે તેવણુ કહે છે કે ખરેખર મેં ખંદકની લડાઇના દીવસે રસૂલુલ્લાહ (સલ)ને એટલા હસતા જોયા કે આપના દાંત મુબારક દેખાતા હતા આમેર કહે છે મેં (મારા બાપ) સઅદ (રદી) ને પુછ્યું કે હજરત શા માટે હસતા હતા. તેવણે કહ્યું કે કાફેરોમાંથી એક માણસ ઢાલ રાખનારો હતો (અને તેથી પોતાનો બચાવ કરતો હતો) અને સઅદ તેને તીર મારતા હતા પણ તે કાફિર પોતાની ઢાલથી આમ તેમ નીચે ઉપર કરી પોતાનો બચાવ કરતો હતો અને સઅદે પણ તેના જેમ કરી બતાવ્યું કે તેથી તે પોતાની પેશાની સંતાડતો હતો. ફરી સઅદે તેને માટે એક તીર કહાડયું ફરી જ્યારે તેણે પોતાનુ માથુ ઉઠાવ્યું ત્યારે સઅદે એક તીર એવું માર્યું કે આબાદ તેની પેશાનીમાં ઘુસી ગયું અને ચુકયુ નહીં. જેથી તેણે પલટી ખાધી અને પગો તેના ઉપર થઇ ગયાં ત્યારે રસૂલુલ્લાહ (સલ) એવા હસ્યા કે આપના દાંત મુબારક ખુલી ગયા, મેં પુછ્યું કે હજરત શા કારણે હસ્યા. કહ્યુ કે તેના પગો ઉભા થવાને લીધે.

## પ્રકરણ ૩૬ મું.

## રસૂલુલ્લાહ (સલ)ના હસમુખ હોવા વિશે.

અનસ બીન માલેક (રદી) થી રિવાયત છે તેવણુ કહે છે કે ખચીત નબી સલલલાહો અલૈહે વસલ્લમે (એક દીવસે) અનસને ફરમાવ્યું કે ઓ બે કાનવાળા એટલે હજરતે તેની સાથે હસી કરી હતી,

૨ અનસ બિન માલિક (રદી)થી રિવાયત છે એવણુ કહે છે કે ખચીત નબી (સલ)

---

+ અર્થ શરૂ ખુદાના નામથી.

× અર્થ સર્વ સ્તુતી અલ્લાહજ માટે છે.
અબદુર રહમાન.

÷ પવિત્રતા છે તેને જેણે અમારે માટે આને તાબે કર્યું અને અને અમો એને વશ કરી શકતા નહોતા અને ખચીત અમો તેની તરફ જનાર છીએ.

* પવિત્રતાઇ છે તારી (ઓ અલ્લાહ) મેં મારા જાન પર ઝુલમ કર્યો છે. માટે તું મને બખશી દે. કારણ કે ખચીત તારા સિવાય ગુનાહને બખશનાર બીજો કોઈ નથી.

હમારાથી હસી પણ કરી લેતા હતા તે એટલા સુધી કે મારા નાનાભાઇ અબુ ઉમરને (જ્યારે તેની પાળેલીનાની ચલ્લીના મરણથી ગમમાં ઉદાસ બેઠો હતો ત્યારે હજરતે ( સલ ) તેને ખુશ કરવા) ફરમાવ્યું એ અબુ ઉમેર તારા નોગૈર કહેવાતા પક્ષીએ શું કર્યું ( એટલે તારા પક્ષીને શું થયું ) કર્તા અબુ ઇસા ( રહ ) કહે છે કે આ હદીસની મતલબ આ છે કે નબી ( સલ ) મઝાક કર્તા હતા આ હદીસમાં એક મસઅલો આ છે કે નાંનાં બચ્ચાંને આપે તેનું નામ કુનીયત સાથે લીધું ( અબુ ઉમૈર ) કહ્યું તો એ દુરસ્ત છે. બીજો મસઅલો આ છે, કે બચ્ચાને રમવા માટે પરિન્દા આપવુ જાએઝ છે, આ બચ્ચાને હજરતે ફરમાવ્યું કે એ અબુ ઉમૈર તે પક્ષી શું થયું તેની વજેહ આ હતી કે તેની પાસે પક્ષી હતુ તેથી તે રમતો હતો. તે મરી ગયું ત્યારે તે બચ્ચું ગણું નારાજ થયું જેથી તેને ( ખુશી કરવા માટે ) હજરતે મજાકમાં તેને ફરમાવ્યું એ આબા ઉમૈર તે પરિન્દુ શું થયું ÷

૩ અબી હોરૈરા [ રદી ]થી રિવાયત છે તેવણુ કહે છે કે લોકોએ કહ્યું યા રસૂલલ્લાહ ખરેખર આપ હમારી સાથે દિલલગી કરો છો ત્યારે આપે ફરમાવ્યું કે ખચ્ચીત હું તેમ બોલુ છું પરંતું તેમાં પણ સાચુ બોલું છું.

૪ અનસ બીન માલિક [ રદી ]થી રિવાયત છે કે રસૂલુલ્લાહ [ સલ ] પાસે એક પુરૂષે સવારી કરવા ઊંટ માગ્યું ત્યારે આપે ફરમાવ્યુ કે હું તેને ઊટણીના બચ્ચા ઉપર સવાર કરીશ ત્યારે તેણે કહ્યું કે ઊંટણીના બચ્ચાને લઇ શું કરૂં ? તે વેળા આપે ફરમાવ્યું કે જેટલાં ઊંટ છે તે પણ ઊંટણીથીજ પૈદા થાય છે [ એટલે તેની સાથે દિલલગી કરતા કહ્યું કે ઊંટ પણ ઊંટણીનું જ બચ્ચું કહેવાય છે. ]

૫ અનસ બીન માલિક [ રદી ] થી રિવાયત છે કે ખચીત એક માણુસ ઝાહેર નામનો ગામડીઓ રસૂલુલ્લાહ [ સલ ] માટે પોતાના ગામની ઉગેલી વસ્તુઓનો હદયો લાવતો હતો. ફરી જ્યારે તે શહેરથી પાછો ફરવાનો વિચાર કરતો ત્યારે નબી [ સલ ] શહેરની કાંઇંક વસ્તુ લઇ તેને આપી દેતા ફરી હજરત [ સલ ] ફરમાવતા હતા કે ખચીત ઝાહેર અમારો ગામડીઓ છે અને હમો તેના શહેરી દોસ્ત છીએ, અને રસુલુલ્લાહ [ સલ ] તેની સથે મોહબ્બત રાખતા હતા પણ તેને જોયો હોત તો તે એક બદશિકલ માણુસ હતો, એક દીવસ જ્યારે તે પોતાની વસ્તુઓ વેચતો હતો ત્યારે હજરતે [ સલ ]તેની પાસે આવી પાછલથી તેને પોતાના ખોળામાં લઇ એવી રીતે વળગાવ્યો કે તે જોઇ શકતો નહતો ત્યારે તે બોલ્યો આ કોણ છે રે મને છોડ એવામાં તેણે મોં ફેરવી જોતાં નબી [ સલ ]ને ઓળખી લીધા તો તેણે ઓળખતાંજ [ હઝરતના આ સ્વભાવને લીધે પોતાની પીઠ રસૂલુલ્લાહ [ સલ ]ના સીના મુબારક સાથે સારી પેઠે મેળવી દીધી ત્યારે હજરતે [ સલ ] હસવામાં ફરમાવ્યું ગુલામને કોઇ ખરીદે છે ? ત્યારે તે બોલ્યો યા રસૂલલ્લાહ [ સલ ] ખુદાની કસમ આપ મને આ કામ માટે પણ નકામો જોશો. ત્યારે હજરતે ફરમાવ્યું પણ તું અલ્લાહની સામે નકામો નથી અથવા એમ ફરમાવ્યું કે તહારી વધુ કીંમત અલ્લાહ પાસે છે.

૬ હસન બસરી [ રદી ]થી રીવાયત છે એવણુ કહે છે કે નબી [ સલ ] પાસે એક ડોસીએ આવી કહ્યું યા રસૂલલ્લાહ [ સલ ] તમો અલ્લાહ પાસે દોઆ કરો કે તે મને જન્નતમાં દાખેલ કરે ત્યારે હજરતે ફરમાવ્યું એ ફલાણાની મા ખરેખર જન્નતમાં ડોસી દાખલ થશે નહીં તે વેળા ડોસી રડતી રડતી પાછી

---

÷ આ હદીસનો વધુ ખુલાસો વાંચવો હોય તો જુવો હમારી મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૨ જો હદીસ ના૦ ૬૮૦

અબદુર્રહમાન

ફરી જવા લાગી ત્યારે હજરતે [ સલ ] ફરમાવ્યું કે તેને ખબર કરીદો કે તું બુઢ્ઢાપાની હાલતમાં દાખેલ થઇશ નહીં બચીત અલ્લાહ તઆલા ફરમાવે છે કે ખરેખર હમો તેણીઓને નવેસરથી પૈદા કરીશું અને તેણીઓને કુંવારી બનાવીશું.

## પ્રકરણ ૩૭ મું.

### રસૂલુલ્લાહ ( સલ )ના શેઅરોમાં વાતો કરવા વિશે.

૧ આએશા [ રદી ]થી રિવાયત છે તેણીને પુછવામાં આવ્યું કે શું નબી [ સલ ] વાતો કરવામાં કાવ્ય પઢતા હતા? આએશાએ કહ્યું કે મિસાલ દેવા માટે ઇબને રવાહા [શાએર]ની શેઅર પઢતાં અને તેની શએરમાંથી ફરમાવતાં [ અને તારી પાસે તે માણસ નબી [ સલ ] ખબરો લાવશે કે જેને તેં ભાથું આપ્યું ન હશે. +]

૨ અબી હોરૈરા [ રદી ]થી રિવાયત છે તેવણ કહે છે કે રસૂલુલ્લાહે [ સલ ] ફરમાવ્યું બચીત શેઅરમાં સૌથી વધુ સાચી વાત કહી હોય તો લબીદે કહી છે [ જેમકે તેનો આ શઅર ] **જાણી લો? અલ્લાહ સિવાય બધી વસ્તુ નકામી છે.**—અને આ વાત ઘણી નજીક છે કે એ.મય્યા–બીન–અબીસ્સલત [લબીદ ] ઇસલામ લાવત.×

૩ જુન્દુબ બીન–સુફયાન–બજલી [રદી]થી રિવાયત છે એવણ કહે છે કે રસૂલુલ્લાહ [ સલ ]ની આંગળી જુબા કમાં ઓહોદની લડાઇ વેળા ] એક પથ્થર લાગો જેથી જખમી લોહી વાળી થઇ ગઈ હતી તે વેળા હજરતે [ સલ ] શેઅરમાં ફરમાવ્યું કે–**તુ માત્ર એક આંગળી છે કે લોહીમાં ભરાઇ ગઇ છે, પણ જે કાંઇ તે મેળવ્યું તે અલ્લાહના માર્ગમાં મેળવ્યું છે.**

૪ બરા બીન આઝિબ [ રદી ]થી રિવાયત છે. તેવણ કહે છે કે એક પુરૂષે મને કહ્યું એ અબા ઉમારા શું તમે લોકો [હોનેનમાં] હજરત [ સલ ] પાસેથી નહાસી ગયા હતા? તેણે કહ્યું કે નહીં–અલ્લાહની કસમ રસુલુલ્લાહની કસમ રસુલુલ્લાહે તો પીટ આપી ન હતી. પણ ઉતાવળીઆ લોકો ઉપર જ્યારે હવાઝિન કોમના કાફેરોએ તીરથી હુમલો કર્યો હતો ત્યારે રસૂલુલ્લાહ (સલ) પોતાના ખચ્ચર ઉપર સવાર હતા અને અબુ સુફયાન બીન હારેસ બીન અબ્દુલ મુત્તલેબે ખચ્ચરની લગામ પકડી હતી અને રસૂલુલ્લાહ (સલ) (બહાદુરીથી આ કાવ્ય) ફરમાવતા હતા–**હુ નબી છું એમાં કાંઈ જુઠ નથી–હું અબદુલ મુત્તલેબનો છોકરો છુ.**

૫ અનસ બીન માલિક (રદી)થી રિવાયત છે કે બચીત નબી (સલ) ઉમરતુલ કઝાના વર્ષે મકકા ગયા હતા અને ઇબને રવાહા આપની સામે આગલ ચાલતા અને આ શેઅરો પઢતા હતા–**એ કાફેરોના બચ્ચાઓ હજરત (સલ) માટે રસ્તો છોડો–આજના દીવસે હજરતના ઉતરવા પછી હમો તમુને એવા મારશુ કે તેઓના સુવાની જગ્યાથી** (ગરદનથી) **તેઓની ખોપરીઓ દુર થશે. અને દોસતને દોસતથી ભુલાવી દેશે.**—ત્યારે હજરત ઉમરે

---

+ એટલે ઈબને રવાહે ઈંજીલ તોવરાતમાં જે ખાતેમુન નબીયીન ( સલ )ના આવવાની બશારત જોઇ હતી તેનું વર્ણન પોતાની શેઅરમાં કહ્યુ કે હવે ખાતેમુન નબીયીન પૈદા થશે અને મજુરી લીધા વિના સર્વ ખબરો સંભળાવશે ઈત્ય.

ખસાએલે મુરતવી

× હજરત ( સલ )ના પહેલાં કુફરના ઝમાનામાં લબીદ શાએર થયો હતો હજરત ( સલ ) ને તેની શએરો વધુ પસંદ હતી કારણ કે તેણે શેઅરોમાં દુનીયાની નાપાઇદારી ઘણી સારી રીતે બયાન કરી હતી–અને લબીદનું બીજું નામ ઓમય્યા બીન અબીસ્સલત પણ હતુ તો તેનું નામ લઇ મિસાલ દેવા તેનો એક મિસરો પઢી સંભળાવ્યો અને તેની શેઅરો ઉપરથી હજરતે એમ ધારણા કરી કે જો તે હોત તો તેનું ઈસલામ લાવ્યું કાંઈ દૂર ન હતું.

અબદુર્રહમાન

(રદી) ફરમાવ્યું કે એ ઇબ્નેરવાહા તું હજરત (સલ)ની સામે અને અલ્લાહના હરમમાં શેઅરો પઢે છે. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું એ ઉમર એને છોડ (એને કાંઇ કહો નહીં) ખચ્ચીત કાફિરોમાં તીર વરસાવવા કરતાં આ શેઅરો કહેવી વધુ તાસીર કરે છે.

૬ જાબેર બીન સમોરા (રદી)થી રિવાયત છે. તેવણે કહ્યું કે હું રસુલુલ્લાહ (સલ) પાસે એક સો વાર કરતાં વધુ બેઠો છું, અને સહાબાઓ તેવણ પાસે બેસી શેઅરો પઢતા અને તેમાં જાહેલીઅતના ઝમાનાની કેટલીક વાતો બોલતા હતા–પણ હજરત (સલ) ચુપ રહેતા અને કદી એવું થતું કે તેઓ સાથે હંસતા.

૭ અબી હોરૈરા (રદી)થી રિવાયત છે કે નબી (સલ)એ ફરમાવ્યું કે અરબોમાં બોલાતી ઘણી સારી શેઅરોમાંથી લબીદના (આ) બોલો છે.–**તમો જાણો છો? જે કાંઈ અલ્લાહ સિવાય છે તે સર્વ નકામું છે.**

૮ અમર બીન શરીદથી રિવાયત છે એવણ પોતાના બાપથી. રિવાયત કરે છે તેમના બાપે કહ્યું કે હું (એકવાર) સવારી ઉપર હજરત (સલ)ની પાછળ બેઠો હતો. ફરી મેં આપને સંભળાવવા ઓમય્યહ બીન અબીસ્સલતના શેઅરોમાંથી એકસો સંભળાવી ત્યારે દરેક શેઅર ઉપર આપ એમજ બોલતા રહ્યા કે ખરેખર ઉમૈયાનું ઇસલામ લાવવું ઘણુંજ નજીક હતું (એટલે તે હોત તો મુસલમાન થાત. તેના બોલો ઇસલામથી મલતા છે.)

૯ આએશા (રદી)થી રિવાયત છે. તેણીએ કહ્યું કે રસુલુલ્લાહ (સલ) હસ્સાન બીન સાબેત માટે (મદીનાની) મસજીદમાં (ઉંચી જગ્યા) મિમ્બર રખાવી દેતા હતા કે તે પર તેવણ ઉભા રહી રસુલુલ્લાહ (સલ)ના ફજાએલ બયાન કરે અથવા એમ કહ્યું કે રસુલલ્લાહ (સલ) તરફથી કાફિરોને જવાબો આપે અને એક રિવાયતમાં **અવયોનાફેહો** છે એટલે હજરતના લીધે કાફરોની બુરાઈ બયાન કરતા રહે. અને રસુલુલ્લાહ (સલ) ફરમાવતા કે ખચીત રસુલુલ્લાહને લીધે ફખર કરવામાં અને કાફિરોની હજો બયાન કરવામાં હસ્સાન જ્યાં સુધી લાગી રહે છે. ત્યાં સુધી અલ્લાહપાક જીબ્રાઇલની મારફતે તેની મદદ કરે છે.

## પ્રકરણ ૩૮ મું.

## રસુલુલ્લાહ (સલ)ના–રાતમાં કિસ્સારૂપી વાત કરવા વિશે.

૧ આએશા [રદી]થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસુલુલ્લહે [સલ] એક રાત્રે પોતાની બીબીયોને કાંઇ વાત ફરમાવી હતી. ત્યારે તેણીઓમાંથી એક બીબીએ કહ્યું, જાણે આ વાત ખોરાફાની વાત જેવી લાગે છે. તે વેળા આપે ફરમાવ્યું શું તમો જાણો છો? કે ખોરાફાની વાત શું છે. ખરેખર ખોરાફા એ કબીલા બની ઉજરાનો એક માણસ હતો કે જેને જાહેલીય્યતના ઝમાનામાં–જીન–લોકો–કેદ કરી ગયા હતા ફરી તે જીન લોકોમાં ઘણા દીવસ રહ્યો હતો. પછી જીન લોકો તેને માણસો પાસે પાછો પહોંચવી ગયા હતા–ત્યારે તે માણસે ત્યાં જીન લોકો પાસે જે કાંઇ અજાએબ વસ્તુઓ જોઇ હતી તેનું લોકોની સામે બયાન કર્યું હતુ–ફરી ત્યારથી લોકો તેવી તઅજ્જુબ ભરી વાતોને [મીસાલ રૂપે] ખોરાફાની વાતો કહેવા લાગ્યા.

૨ [**ઉમ્મે ઝરઅની હદીસ**] આએશા [રદી]થી રિવાયત છે તેણીએ કહ્યું કે [એકવાર] અગીઆર સ્ત્રીઓએ બેસી પોત પોતામાં એવો ઠરાવ કીધો અને વચન લીધા કે તેણીઓ પોતાના ધણીની કાંઇ વાત છુપાવે નહીં. **પહેલીએ** કહ્યું, મારો પતી જાણે ઉંટનું તે પાતળું માસ કે જે સખત પહાડની ટોચ પર છે કે ન ત્યાં ચઢાય અને ન સહેલાઇથી તે લવાય [એટલે નાલાએક તથા નકામો છે] **બીજીએ** કહ્યું. મારા ખાવિન્દની વાતને હું ફેલાવતી નથી. તેની વાત [કિસ્સારૂપે] રહી જવાનો મને ડર છે. જો હું બયાન કરૂં તો તેની જાહેર બાતેનની સર્વ

એમો બયાન કરૂં × ત્રીજીએ કહ્યું મારો મરદ નબળા ચલણનો છે. *જો હું તેની સામે બોલું તો મને તલાક મળે અને જો હું છાની રહું તો લટકતી રહું [એટલે ન રોટલી મળે ન કપડુ] ચોથીએ કહ્યું, મારો ધણી જાણે તેહામા દેશની રાત છે, [જેમાં મક્કા છે] ન તેમાં ગરમી, ન સરદી અને ન બીહીક ન ઉદાસી. [તેહામા અરબનો એક પ્રાંત છે, જેમાં મક્કા છે ત્યાંની રાત મશહુર છે.] પાંચમીએ કહ્યું મારો ખાવિન્દ જો ઘરમાં આવે છે તો ચીતા જેવો [એટલે સુઇ રહે છે, અથવા વગર ખેલ કરે એકદમ સંભોગ કરે છે.] અને જ્યારે ઘરથી બહાર જાય છે તો વાઘ સરખો અને પોતાનો કરાર તોડવા વિષે ખિયાલ કરતો નથી. છઠ્ઠીએ કહ્યું મારો પતી જ્યારે ખાય તો ઝાપટી જાય [કાંઇ છોડતો નથી] અને પીએ તો સુડાપી જાય (એક ટીપું પણ રહેવા દેતો નથી) જો તે સુએ તો કપડું લપેટી ઉંઘ્યા કરે. તે મારા શરીર પર હાથ નાંખતો નથી કે જેથી તે મારી દાઝ જાણે. સાતમીએ કહ્યું, મારો મરદ સુસ્ત છે અથવા પહેલા નંબરનો બેઅક્કલ છે માથાથી પગ સુધી દરેક તરેહની તેને બીમારી છે (એટલે સર્વ તરેહની એબ તેમાં છે) એવો ઝાલેમ છે કે મલી આવે તો તારૂં માથું ફોડે અથવા તારો હાથ તોડે અથવા એ બંને તોડવામાં ભેગા કરે (એટલે માથું ને હાથ બંને તોડે) આઠમીએ કહ્યું મારા પુરૂષનું શરીર અડકવામાં સસલા સરખું નરમ અને તેની ખુશબો ઝરંબના જેવી (ઝરંબ એક ખુશબોવાળા ઘાસનું નામ છે. મતલબ આ કે મારો પુરૂષ જાહેરમાં પણ અને અંદર ખાને પણ સારો છે) નવમીએ કહ્યું મારો મરદ ઉંચી ઇમારતવાળો લાંબા પરતલાવાળો (એટલે લાંબી તલવાર રાખનારો લાંબા કદનો) ઘણી રાખવાળો (એટલે ઘણી મેહમાનદારી કરનાર સખી) * તેનું ઘર સભાની પાસે છે (એટલે તે સભા અથવા ધર્મશાળાનો સરદાર તથા સખી છે તેનું લંગરખાનું ચાલુ છે) દશમીએ કહ્યું મારા ખાવિંદનું નામ માલિક છે કેવો માલિક? શ્રેષ્ઠ માલેક તેના ઘણાં ઉંટો છે ઘણાં તબેલા છે પણ ચરવાની જગ્યા થોડી છે (એટલે જીયાફતમાં તેને ત્યાં ઉંટ ઘણા જુબેહ થાય છે માટે તબેલા કરતાં જંગલમાં ઓછા ચરે છે.) જ્યારે ઉંટો વાળાનો અવાજ સાંભળે છે તો પોતાના વધ થવાની તેમને ખાતરી થાય છે (પ્રોણાગતમાં રાગ ગાવાની દસ્તુર હતી માટે ગાવાની અવાજ સાંભળી ઉંટોને પોતાના જુબહ થવાની ખાતરી થતી હતી) અગીઆરમીએ કહ્યું મારા ધણીનું નામ અબુઝરઅ છે વાહ તે કેવો સારો અબુઝરઅ છે? ઘરેણાંથી મારા બંને કાન ઝુલાવ્યા અને ચરબીથી મારા બંને કાન દંડ ભરી દીધાં (માતેલી કરી) અને તેણે મને ઘણી સુખી કરી જેથી મારો જાન ઘણો ખુશીમાં રહયો. તેણે મને શીક પહાડના કીનારા પાસે રહેનારા બકરાં ઘેટાં વાળાઓમાં ઘણી દુઃખી જોઇ હતી ફરી તેણે મને લાવી ઘોડાવાળા ઉંટવાળા ખેતીવાળા અને અંગુર વાળાઓમાં કરી (એટલે હું ઘણી કંગાળ તથા દરિદ્રી હતી તેણે મને માનીતી અને માલદાર કરી) હું તેની આગળ કાંઇ વાત કહું છું તો તેને ખોટી કે ખરાબ લાગતી નથી. અને હું સુઉં છું તો સવાર કરૂં છું (એટલે મને કંઇ કામ કરવું પડતું નથી) અને પીઉં છું તો ટસ થાઉં છું. અબુ ઝરઅનીમા કેવી સારી છે. અબુ ઝરઅનીમા તેના મોટા મોટા (કપડાના) પોટલાં છે અને તેનું લાંબુ ચોડું

× કાજી અયાજ (રહ) કહે છે કે તેનો પતી જાહેરમાં ઢંકાયલો હતો બાતેનમાં ખરાબ હતો જેથી તેણીએ તેની એબ ખોલી નહિ પણ સામટી રીતે ઇશારાથી કહ્યું. વાંચો મશારેકુલ અનવાર ભાગ ત્રીજો હદીસ નં. ૧૭૭૦ની નોટ. અબદુર રહમાન.

* એટલે બેવકુફ ખરાબ સ્વભાવનો છે, મશારેક હદીસ નં. ૧૭૭૦ ની નોટ.

* સખી હોવાને લીધે તેનું બવરચીખાનું હંમેશ ગરમ રહે છે જેથી રાખ ઘણી થાય છે નોટ હદીસ નં. ૧૭૭૦ મશારેક.

ઘર છે અબુ ઝરઅનો છોકરો ! અબુ ઝરઅનો છોકરો કેવો સારો છે ? તેનું બીછાણું જાણે તલવારનું મયાન ( એટલે નાઝુક બદન છે ) હલવાનનો એક પાયો તેનું પેટ ભરે છે (એટલે ઘણો ઓછો ખોરાક લે છે ) અબુ ઝરઅની છોકરી, શું સારી છે અબુ ઝરઅની છોકરી કે પોતાના માબાપની તાબેદાર, પોતાને ચાદરથી ભરનારી, ( એટલે ઘણી જાડી છે ) અને પોતાની શોકને ખાર આપનાર છે (એટલે પોતાના પતીની ઘણી પ્યારી છે જેથી તેણીની સોક તેણીપર બળે છે) અબુ ઝરઅની દાસી, કેવી સારી છે અબુ ઝરઅની દાસી ? જે અમારી વાત બહાર કરતી નથી અને અમારૂં ખાણું બરબાદ કરી કેથે ઉપાડી જતી નથી. અને અમારૂં ઘર ધુળ કચરાથી ખરાબ રાખતી નથી. ( એક દીવસે ) અબુ ઝરઅ બહાર નીકળી માખણના કારખાનામાં ગયો ત્યારે મશકોમાં ઘી કહાડવા દુધ વલોવાતું હતું ફરી તે એક સ્ત્રીને મળ્યો જેની સાથે બે છોકરા ચીતા જેવા હતા તેણીની કમર નીચે બેસી તેણીના બંને દાડમ (છાતી) સાથે ખોળામાં રમતા હતા તો અબુ ઝરઅએ મને તલાક આપી અને તેણીની સાથે નિકાહ કર્યા તેના પછી મેં પણ એક માલદાર પુરૂષથી નિકાહ કર્યા જે સરદાર છે ઘોડાની સવારી સારી જાણનાર છે, ભાલો મારનાર છે, તેણે મને ઢોર ઘણાં આપ્યાં અને જાનવરોની દરેક જાતથી મને એક જોડું આપ્યું અને કહ્યું એ ઉમ્મે ઝરઆ તું ખા અને સગાઓને પણ આપ ઉમ્મે ઝરઆએ કહ્યું જે કંઈ મને બીજા ધણીએ આપ્યું છે તેને હું જો ભેગું કરૂં તો અબુ ઝરઆના નાના સરખા વાસણ જેટલું પણ થાય નહીં ( એટલે બીજા ખાવિન્દનું એહસાન પહેલા ખાવિન્દના એહસાનના મુકાબલામાં ઘણુંજ ઓછું છે.

આએશા (રદી) કહે છે ત્યારે મને રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું હું તારે માટે એવોજ છું કે જેવો અબુ ઝરઆ ઉમ્મે ઝરઆ માટે હતો.

## પ્રકરણ ૩૯ મું.

## રસૂલુલ્લાહ ( સલ ) ના ઉંઘવાના તરીકા વિશે.

૧ બરાઆ બીન આઝિબ ( રદી ) થી રિવાયત છે કે બચીત રસૂલુલ્લાહ (સલ) જ્યારે પોતાની સુવાની જગ્યાએ સુતા ત્યારે પોતાની સીધી હથેળી સીધા ગાલની નીચે રાખી સુતા અને કહેતા **રબ્બે-કેની-અઝાબક યવમ-તબઅસો-એબાદક.** *

૨ હોઝેફા (રદી.) થી રિવાયત છે એવણ કહે છે કે રસૂલુલ્લાહ [ સલ ] જ્યારે પોતાની પથારીની જગ્યા લેતા તો આદોઆ પઢતા **અલહમદો લિલ્લાહીલ્લઝી અહયાના બઅદ મા અમાતના વ ઇલૈહિન નોશુર.**

૩ આએશા [રદી] થી રિવાયત છે તેણીએ કહ્યું કે રસૂલુલ્લાહ [સલ] જ્યારે પોતાની પથારી પાસે આવતા તો દરેક રાત્રે આવી રીતે કરતા બન્ને હથેલી મેળવતા અને તેમાં **કુલહોવલ્લાહો અહદ** તથા **કુલ-અઉઝો બેરબ્બિલફલક** અને **કુલ અઉઝો બેરબ્બિન્નાસ** પઢતા અને તેમાં ફુંકતા ફરી બન્ને હાથો માથાથી અને મોંથી તથા સામેના હિસ્સાથી ફેરવવા શુરૂ કરતા અને સામેના શરીરપર ફેરવતા આ રીતે ત્રણવાર કરતા.

* અર્થ એ મારા પાલનહાર મને તારા તે અઝાબથી બચાવ જે દીવસે તું તારા બંદાઓને જીવતા કરી ઉઠાવશે અને બુખારીમાં બરાઅ બીન આઝેબની રિવાયતમાં છે કે સુતી વેળા હજરત (સલ) આવી રીતે પણ પઢતા (**અલ્લાહુમ્મ બિસ્મેક અહયા-વ-બિસ્મેક-અમુતો**) અર્થ એ અલ્લાહ હું તારા નામપર મરૂં છું અને જ્યારે જાગતા તો આદોઆ પઢતા (અલ હમદો લિલ્લાહીલ્લઝી-અહયાના-બઅદ-મા-અમાતના-વ ઈલૈહીન નોશુર) અર્થ સર્વ સ્તુતી અલ્લાહ માટે છે જેણે અમને મારવા પછી જીવતા કર્યા અને તેનાજ તરફ જીવતા થઇ ઉઠવાનું છે ઇત્ય મશારેકુલ અનવાર હદીસ ના. ૨૨૪૦ ની નોટ

૪ ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે કે ખરેખર રસુલુલ્લાહ [સલ] એક વેળા એટલા ઉંઘમાં હતા કે ઘોરતા હતા—અને જ્યારે સુતા ત્યારે ઉંઘમાં ઘોરતા—ફ્રી તે વખતે તેવણુ પાસે બિલાલ આવ્યા અને નમાઝની ખબર આપી ફ્રી હઝરત ઉભા થયા અને નમાઝ પઢી પણ વઝુ કીધું નહિ—[અને આ હદીસમાં હજું વિવેચન બાકી છે.] ×

૫ અનસ બિન માલેક [રદી] થી રિવાયત છે કે ખચીત રસુલુલ્લાહ [સલ] જ્યારે પોતાની પથારી ઉપર સુવા માટે જગો લેતા તો આ દોઆ પઢતા **અલહમદો લિલ્લાહિલ્લઝી અત-અમના-વ-સકાના-વ-કફાના વ-અવાના ફકમ મિમ્મન-લા કાફિય-લહુ-વલા મુઅવિય ૦ +**

૬ અબી કતાદહ (રદી) થી રિવાયત છે કે ખચીત નબી (સલ) જ્યારે પાછલી રાત્રે સુતા તો સીધી કરવટે લેટતા અને જ્યારે રાત્રે લગભગ સવાર પહેલાં સુતા, તો હાથની કલાઇ ઉંચી કરી પોતાનું માથું હથેલી ઉપર રાખી સુતા.

## પ્રકરણ ૪૦ મું.

### રસૂલુલ્લાહ (સલ) ના ઇબાદત (બંદગી) કરવા વિષે.

૧ મોગીરહ બીન શોઅબા (રદી) થી રિવાયત છે. એવણુ કહે છે, કે તહજ્જુદ વખતે રસૂલુલ્લાહ (સલ) એટલી નમાજ પઢતા કે તેવણુના બન્ને પગો ઉપર સોજો ચઢી જતો હતો જ્યારે લોકોએ અરજ કરી કે આપ શા માટે આટલું દુ:ખ ઉઠાવો છો ? અલ્લાહ તઆલાએ આપના તો સર્વ ગુનાહો આગલા પાછલાં ખબશી દીધા છે. ત્યારે આપે ફરમાવ્યું કે શું હુ શુકર કરનાર બંદો થાઉં નહી" ÷

૨ અબુહોરૈરા (રદી) થી રિવાયત છે એવણુ કહે છે કે રસુલુલ્લાહ (સલ) એટલી નમાઝ પઢતા કે આપણા પગો મુબારક ઉપર સોજો ચઢી જતો. અબુહોરૈરા કહે છે કે ફ્રી સહાબાઓએ આપને અરજ કરી શા માટે આપ એટલી બધી ઇબાદત કરો છો અને જુવો તો આપને માટે (કુરઆનમાં) છે કે **ખચીત** અલ્લાહે તમારા સર્વ આગલા પાછલા ગુનાહો ખબશી દીધા છે. ત્યારે આપે (સલ) જવાબ આપયો કે શું હુ શુકર કરનાર બંદો ન થાઉં.

૩ અબી હોરૈરા (રદી) થી રિવાયત છે એવણુ કહે છે કે રસુલુલ્લાહ (સલ) નમાઝ પઢવામાં એટલું—ઉભા રહેતા કે આપના મુબારક કદમો ફુલી જતાં ફ્રી આપને જ્યારે કહેવામાં આવતું કે યા રસુલલ્લાહ આટલી બધી

---

× આજે આવ્યું કે આવી મોટી ઉંઘ છતાં હઝરતે વુઝુ કર્યા વિના નમાઝ પઢી તો એ માત્ર હઝરત (સલ) માટેજ ખાસ હતું કારણ કે હઝરત (સલ) નું વુઝુ ઉંઘથી જતું ન હતું, ઉંઘમાં હઝરતનું દિલ જાગતું રહેતું જેથી આપને પોતાના હદસની ખબર રહેતી હતી. અને આ હુકમ નબીઓ સિવાય બીજાઓ માટે નથી. ખસાએલે મુસતફવી.

+ અર્થ સર્વ સ્તુતી અલ્લાહ માટે છે કે જેણે અમને ખવાડયું. અને પીવાડયું, અને હમારા કામોને પુરાં કીધાં અને હમને રહેવાની જગ્યા આપી—ફ્રી (અમારા સિવાય) ઘણા એવા લોકો છે કે તેઓનાં કામો અટકયાં છે. અને ન તેઓ ને કોઇ સુવા માટે જગ્યા આપે છે. ખસાએલે મુસ્તફવી. અબદુર રહમાન.

÷ એટલે આ મારી ઈબાદત ગુનાહ બખશાવવા માટે નથી પણ પરવર દિગારના એહસાનનો શુકરીઓ કરૂં છું કે તેણે મારી મગફેરતનો વાયદો કર્યો મને સર્વ પેગમબરોથી શ્રેષ્ઠ બનાવ્યો બંદગીની મને ઇચ્છા આપી આથી જણાવ્યું કે બંદો કદિ પણ ખુદાની બંદગીથી બેપરવાહ થઈ શકતો નથી. જો મગફેરત થઈ તો તેની શુકર ગુજારી વાજીબ છે. કેટલાક જાહેલ ફકીર એમ કહે છે કે જ્યારે આદમી કામેલ થઇ ખુદા સુધી પહોંચ્યો તો તેને ઇબાદતની કાંઈ જરૂર નથી તો આ હદીસથી ખુલ્લું જણાયું કે આ વાત તદન ગલત છે. કારણ કે હઝરત (સલ) થી વધારે ખુદાનો પહોંચેલો કોણુ છે ? જેને ઈબાદતની હાજત ન હોય. વળી ફકીરનો અકીદો હિન્દુઓમાંથી લેવાયો છે તેઓ માને છે કે જ્ઞાનકાંડવાળાને કર્મ (અમલ)ની જરૂર નથી મશારેક હદીસ ૧૪૨૦. અબદુર રહમાન.

Statement of PUBLICATION / BOOKS made over to the Collector of surat on 9th July 1929 as per clause (a) of 1st. Paragraph of section IX of India Act XXV of 1867.

| | |
|---|---|
| Number. | 15 |
| Title of the book and the contents of the title page with a translation into English of such title and contents when the same are not in the English language. | Shamaël (શમાઇલ) |
| Language in which the book is written. | Gujrati |
| Name of the author or Translator or Editor of the book or any part thereof. | Hakim Abdurrehman — Maulana Gulam Mohammed Sadique |
| The Subject. | Religious |
| Place of printing. | Muslim-Gujerat Press, Surat. |
| Place of publication. | Rander |
| Name of the printer. | Abdullah Fakhruddin Sayyid. |
| Name of the publisher. | Abdurrahim |
| Date of issue from the press. | 25/6/29 |
| Or of the publication | |
| Number of sheets, leaves or pages. | 64 Pages. |
| Size. | 1/8 Royal |
| Number of Edition. | Second Edition. |
| Number of copies of which the edition consists | 1000 Copies only. |
| Whether printed or lithographed. | Printed. |
| Price at which the book sold to the public. | Rs. — As. — Ps. — only. |
| Name of the proprietor of the copyright or any portion of such copyright. | |
| Residence of Do. | |

A. Sayyid

Manager:- MUSLIM-GUJERAT PRESS, SURAT.

ઇબાદત કરો છો અને જુવો તો અલ્લાહે તમારા આગલા પાછલા ગુનાહો ખરેખર બખશી દીધા છે. ત્યારે આપ ફરમાવતા કે શું હું તેનો શુકર કરનાર બંદો ન થાઉં *

૪ અસવદ બીન યઝીદ (રદી) થી રિવાયત છે એવણુ કહે છે કે રસુલુલ્લાહ (સલ) ના રાતમાં નમાજ પઢવા વિશે મેં આએશા (રદી) ને પૂછયું ત્યારે આએશાએ કહ્યું કે હજરત (સલ) આગલી રાતમાં સુઈ જતા અને ફરી (નમાજ પઢવા) ઉઠી જતા હતા ફરી જ્યારે પાછલી રાતનું વખત થતું ત્યારે વિતર નમાજ પઢતા. ફરી પોતાની પથારી ઉપર આવતા. ફરી જો આપને હાજત થતી તો પોતાની બીબી પાસે રાહત લેતા. ફરી જ્યારે અઝાન સાંભળતા તો ઘણી જલદી ઉઠી જતા અને ગુસલની હાજત થતી તો ગુસલ કરતા અને જ્યારે ગુસલની હાજત નહીં થતી તો નહાતા નહિ ગાત્ર વુઝુ કરી નમાઝ માટે ચાલ્યા જતા.

૫ ઇબ્ને અબ્બાસ (રદી) થી રિવાયત છે કે ખચીત ઇબ્ને અબ્બાસ મૈમુનહ (રદી) ને ત્યાં એક રાત રહ્યા હતા અને તેણી તેમની (ખાલા) માસી લાગતી હતી. ઇબ્ને અબ્બાસ કહે છે કે ફરી હું તકિયાની ચોડાઇ ઉપર માથું મુકી સુઇ ગયો અને રસુલુલ્લાહ (સલ) તકિયાની લંબાઈ ઉપર માથું મુકી સુઇ ગયા હતા ફરી રસુલુલ્લાહ (સલ) એટલા સુતા કે રાત અરધી થઈ અથવા એથી કાંઇક વખત આગલ કે પાછલ થયો હશે. ને રસુલુલ્લાહ (સલ) જાગ્યા પછી ઉંઘ દૂર કરવા મોં ઉપર હાથ ફેરવવા લાગ્યા ફરી આપે સુરહ આલે ઇમરાનની છેલ્લી દશ (૧૦) આયતો પઢી ફરી આપે ઉભા થઇ પાણીની લટકેલી મશક પાસે જઇ વુઝુ કીધું પરંતુ ઘણી સારી રીતે વુઝુ કીધું ફરી જ્યારે હઝરત નમાઝ માટે ઉભા થયા અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે કે હું પણ આપની સાથે બાજુમાં ઉભો થઇ ગયો ત્યારે રસુલુલ્લાહે (સલ) પોતાનો સીધો હાથ મારા માથા ઉપર મુકયો ફરી મારો સીધો કાન પકડી આપે મને ફેરવી લીધો [એટલે ડાબીથી જમણી તરફ કરી લીધો] ફરી આપે બે રકઅત નમાઝ પઢી ફરી બે રકઅત નમાઝ પઢી ફરી બે રક અત નમાઝ પઢી. ફરી બે રકઅત નમાઝ પઢી ફરી બે રકઅત નમાઝ પઢી ફરી બે રકઅત નમાઝ પઢી મઅન નામના હદીસ બયાન કરનાર રાવી) કહે છે કે છ વાર (બેબે રકઅતો પઢી) તે પછી વિતર પઢી ફરી આપ સુઇ ગયા ફરી આપની પાસે બાંગી આવ્યો ત્યારે આપ ઉભા થયા અને બે રકઅત હલકી (ફજરની સુન્નત) નમાઝ પઢી ફરી આપ ફજરની નમાજ પઢવા ઘેરેથી બહાર આવ્યા.

૫ ઇબ્ને અબ્બાસ (રદી)થી રિવાયત છે નબી (સલ) રાતની નમાઝ. તેર રકઅત પઢતા હતા.

---

* સુંનત જમાઅતનો આકીદો છે કે નબીયો બધા બેગુનાહ હોય છે. અને તેમજ આપણા નબી (સલ) પણ માસુમ હતા. પણ આજ કાલના આર્યો તેમ ઈસાઈ ધર્મવાળાઓ મુસલમાનોને સવાલ કરતા રહે છે કે જો તમારા નબી બેગુનાહ હોત તો ખુદા આગલા પાછલા ગુનાહનો શબ્દ લાવી બખશવાનું કહેતે નહીં તો તેનો જવાબ છે કે મોહમંદ પેગમ-બર ખરેખર બેગુનાહ હતા અને તે સાથે તેવણુ હમેશાં નમાઝ પઢવાથી કે દિલથી ખુદાની બંદગીમાં રહેતા પણ ઝાડો પેશાબ વેળા અદબની ખાતર ખુદાની યાદ છોડી દેતા તો તેની યાદમાં આટલું પણ વખત છુટી જવાથી તેવણુ (સલ) પોતાને કસુ-રદાર સમજતા હતા જેથી ખુદાએ આગલા પાછલા ગુનાહો માફ કરવાની બશારત આપી અને જો કે બેગુનાહ હતા પણ માલેકની સામે પોતાને (બંદો) સેવક સમજતા અને ખીયાલ કરતા કે બંદો માલે-કનો હમેશાં કસુરવાન હોય છે. મતલબ નબી (સલ) ના એવા ખીયાલો કરવાથી અલ્લાહ પાકે સર્વ રીતે સંતોષ આપ્યો કે શા માટે એટલા બધા ગભરાઓ છો અલ્લાહે તમારા આગલા પાછલા ગુનાહો બખશયા છે. ઈત્ય સુબહાનલ્લાહ વલહમદો લિલ્લાહ.

અબદુર્રહમાન.

૬ આએશા (રદી) થી રિવાયત છે કે ખચ્ચીત નબી (સલ) જ્યારે વધુ ઉંઘ આવવાથી અથવા આંખની ઉપર ભાર થવાથી રાતની (નફેલ) નમાજો ન પઢી શકતા તો દીવસે આપ (તેના બદલે) બાર રકઅતો પઢતા.

૭ અબી હોરેરા [રદી] થી રિવાયત છે હઝરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે તમારામાંથી કોઇ રાતની નમાજ પઢવા ઉઠે તો તેને જોઇએ કે તે પહેલાં બે રકઅત [નફલ] હલકી પઢે.

૮ ઝેદ બીન ખાલિદ બિન જોહાનીથી રિવાયત છે. તેણે ખરેખર હઝરત [સલ] ની નમાઝ તાકીને જોવાનો વીચાર કીધો [કે રાત્રે કેવી રીતે પઢે છે] જેથી તે કહે કે ફરી હું રસુલુલ્લાહ [સલ] ના ઉમટટાને અથવા આપના તંબુને તકિયો બનાવી બેસી ગયો ફરી [મેં જોયું કે] રસુલુલ્લાહે [સલ] બે રકઅતો હલકી પઢી, ફરી બે રકઅત એટલી લાંબી પઢી કે તેમાં જાણે છ રકઅત પઢવા જેટલો વખત ગુજાર્યો હશે, ફરી બે રકઅત હલકી પઢી કે તે આગળ પઢેલી કરતાં પણ હલકી હતી, ફરી બે રકઅત પઢી જે તે કરતાં હલકી હતી, ફરી બે રકઅત પઢી જે તે કરતાં હલકી હતી ફરી બે રકઅત પઢી જે તે કરતાં હલકી હતી, ફરી આપે વિતર પઢી [આગલની બે સાથે છેલ્લી એકને મેળવી] તો આ બધી તેર રકઅત થઇ છે.

૯ અબુ સલમા બિન અબ્દુર રહમાનથી રિવાયત છે, તેવણે કહે છે કે ખચ્ચીત મેં હજરત આએસા [રદી] થી પૂછયું કે રસુલુલ્લાહ [સલ]ની નમાઝ કેવી રીતે હતી? ત્યારે આએશાએ ફરમાવ્યું કે રસુલુલ્લાહ [સલ] રમઝાનમાં તેમ. આજે દહાડે [રમઝાન વિના] અગીઆર રકાતથી વધુ નમાજ પઢતાં નહોતા પણ ચાર રકઅત જે પઢતા હતા જેની ખુબી તથા લંબાઇનું બયાન તું ન પૂછ. ફરી ચાર રકઅત પઢતા હતા તેની ખુબી અને લંબાઇને ફર્મ પુછોજ નહીં ફરી તે બાદ ત્રણ રકઅત વિતર પઢતા હતા આએશા કહે છે કે મેં (એકવાર) અરજ કરી યા રસુલલ્લાહ શું આપ વિતર પઢવા પહેલાં સુઇ રહો છો. આપે ફરમાવ્યું. એ આએશા જો કે મારી આંખો સુવે છે પણ મારૂં દીલ ઉંઘતું નથી કે મને વીતર રહી જવાની બીક હોય *

૧૦ આએશા (રદી)થી રિવાયત છે કે ખરેખર રસુલે ખુદા (સલ) રાતની નમાઝ અગીઆર રકાત પઢતા હતા તેમાં એક રકઅતથી આપ વીતર પઢતા (મેળવતા) હતા ફરી જ્યારે આપ (સલ) નમાઝથી પરવારતા ત્યારે સીધી કરવટે સુઇ રહેતા હતા.

૧૧ આએશા (રદી)થી રિવાયત છે તેણીએ કહયું કે રસુલુલ્લાહ (સલ) રાતની નમાઝ નવ રકાઅત પઢતા હતા. (છ નફલ અને ત્રણ વિતર,)

૧૨ અઅમશની રિવાયતમાં પણ ઉપર મુજબ છે.

૧૩ હોઝેફા બીન યમાન (રદી)થી રિવાયત છે કે ખચ્ચીત તેમણે નબી (સલ)ની સાથે રાતમાં નમાઝ પઢી તે કહે છે કે નબી (સલ)

* વીતરની નમાઝ હનફીઓને ત્યાં ત્રણ રકઅત છે. અને એજ મત સારો છે. કારણ કે ત્રણ રકખત પઢવાનો શબ્દ આ હદીસમાં સ્પષ્ટ છે તેમજ બીજી હદીસો પણ એને ટેકો આપે છે. જેમકે તિરમેઝી શરીફમાં હઝરત અલી મુરતઝાની હદીસ છે કે હઝરત વિતરની નમાજ ત્રણ રકઅત પઢતા હતા તિરમેઝી કહે છે કે એનીજ તરેહની રિવાયત ઈમરાન બીન હુસૈન આએશા, અબદુલ્લાહ બીન અબ્બાસ તથા અબુઐયુબથી છે અને જામેઉલ ઓસૂલમાં બુખારી તથા મુસ્લિમની હઝરત આએશા [રદી] થી રિવાયત છે કે હઝરત [સલ] તહજ્જુદ પછી ત્રણ રકઆત વિતર પઢતા હતા. અને અબદુલ્લાહ બીન મસઉદ [રદી] થી રિવાયત છે કે જેવી રીતે મગરેબની ત્રણ રકાઅત છે તે પ્રમાણે વિતરની પણ ત્રણ રકાઅત છે. આ રાતની વિતર છે અને મગરેબ દિવસની વીતર છે. જુવો વધુ લંબાણ મશારેકુલ અનવાર હદીસ નંબર ૧૩૫૨ ગુજરાતી ભાગ બીજો. અબદુર્રહમાન

જ્યારે નમાઝ પઢવા લાગ્યા તો કહ્યું **અલ્લાહો અકબર ઝુલ મલકુતે વલ જબરૂતે વલ-કિબરેયાએ વલ અઝમતે.** ફરી આપે ( સુરહ ફાતેહા પછી ) સુરહ બકરહ પઢી ફરી રૂકૂઅ કીધો કે જે લાંબા કીયામનાં પરમાણુમાં લાંબો હતો. રૂકૂમાં આપ ( સલ ) સુબહાન રબ્બીયલ અઝીમ સુબહાન રબ્બીયલ અઝીમ પઢતા હતા ફરી આપે માથું ઉઠાવ્યું અને ઉભા રહેવું પણ રૂકૂઅના પરમાણુમાં ( લાંબુ ) હતું તેમાં આપ પઢતા લેરબ્બીયલ હમદો લેરબ્બીયલ હમદો. ફરી સીજદો કીધો અને સીજદો પણ કોમામાં ઉભા રહેવા જેટલો લાંબો હતો તેમાં આપ સુબહાન રબ્બીયલ અઅલા સુબહાન રબ્બીયલ અઅલા પઢતા હતા ફરી આપે માથુ ઉઠાવ્યુ અને બન્ને સિજદાના વચમાં સિજદા જેટલી વાર સુજબ બેઠા તેમાં આપ રબ્બીગફિરલી રબ્બીગફિરલી પઢતા હતા.(ફરી આપે આ નમાઝ પઢી કે)પહેલીમા સુરહ બકરહ ફરી આલે ઇમરાન ફરી સુરા નેસા ફરી સુરહ માઇદા અથવા સુરહ અનઆમ [રાવીનો શક છે કે સુરહ માએદહ પઢી અથવા સુરહ અનઆમ.]

૧૪ આએશા [રદી] થી રિવાયત છે આ-એશા કહે છે કે [એક વેળા]રસુલુલ્લાહે(સલ) આખી રાત આ એકજ આયત ઉપર પુરી કીધી **ઇન તોઅઝઝેબ હુમ ફઇન્નહુમ એબાદોક વઇન તગફેર લહુમ ફઇન્નક અન્તલ અઝીઝુલ હકીમ.)**

૧૫ અબદુલ્લાહ [બિનમસઊદ] [રદી]થી રિવાયત છે અબદુલ્લાહ કહે છે કે એક રાત્રે હું રસુલુલ્લાહ (સલ) સાથે નમાઝ પઢવા ઉભો હતો. ફરી નમાઝમાં બરોબર છેવટ સુધી ઉભો રહયો, આપ એટલા ઉભા રહ્યા કે અબદુલ્લાહને એક બુરી વાતનો ખીયાલ થયો, લોકોએ પુછયું તે બુરો ખીયાલ શું ? તેમણે કહયું કે એ વિચાર થયો કે હું બેસી જાઉં અને નબી (સલ)ને (નમાઝમાં) છોડી દઉં.

૧૬ આએશા (રદી) થી રિવાયત છે કે ખરેખર નબી (સલ) [કદી] બેસીને નમાઝ પઢતા હતા ત્યારે કુરઆન પણ બેસીનેજ પઢતા ફરી જ્યારે આપના પઢવામાં આપ (સલ) ના અંદાજાથી ત્રીશ–ચાલીશ આયતો બાકી રહીજતી તો આપ ઉભા થઇ પઢતા ફરી આપે રૂકુઅ અને સિજદો કરતા એજ રીતે આપ (સલ) બીજી રકઅત પઢતા ત્યારે તેમાં પણ તેમજ કરતા

૧૭ અબદુલ્લાહ બિન શકીક (રદી) થી રિવાયત છે. કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ) ની નફલ નમાઝો [તહજ્જુદ] પઢવા વિષે હઝરત આએશા (રદી)થી પૂછયું ત્યારે આએશાએ કહ્યું કે કોઇ વેળા તો હજરત (સલ) ઘણીજ વાર સુધી લાંબી નમાઝ ઉભા થઇ પઢતા તો કોઇ વેળા ઘણીવાર સુધી લાંબી નમાજ બેસીને પઢતા ફરી આપ જ્યારે ઉભા થઇ નમાઝ પઢતા તો રૂકુ સિજદો પણ ઉભા ઉભા કરતા અને જ્યારે બેસીને નમાજ પઢતા રૂકુ–સિજદો પણ બેઠા બેઠા કરતા.

૧૮ રસુલુલ્લાહ (સલ) ની બીબી હઝરત હફસા (રદી) થી રિવાયત છે તેણીએ કહયું કે રસુલુલ્લાહ (સલ) નફલ નમાજો બેસીને પઢતા હતાં અને સુરત પઢતા તો તેમાં ધીમે ધીમે હરફોને ખુબ અદા કરી પઢતા કે જેથી મોટી સુરહ કરતાં તે નાની સુરહ લાંબી જણાંતી હતી.

૧૯ અબી સલમા બિન અબદુર રહમાનથી રિવાયત છે કે ખરેખર આએશા (રદી) એ તેને ખબર આપી કે નબી (સલ) ની જે વખે વફાત થઇ તે વેળા એવી હાલત હતી કે આપ નફલ નમાઝો મોટે ભાગે બેસીને પઢતા હતા.

૨૦ ઇબ્ને ઉમર ( રદી ) થી રિવાય છે તેવણ કહે કે મેં રસુલુલ્લાહ (સલ) ની સાથે (વગર જમાઅતે) આપના ઘરમાં ઝોહોર પહેલાં બે રકાઅત અને ઝોહર પછી બે રકાઅત અને મગરેબ પછી બે રકાઅત પઢી અને ઇશા પછી બે રકાઅત પણ આપના ઘરમાં પઢી.

૨૧ હફસા (રદી) થી રિવાયત છે કે ખરે-ખર નબી (સલ) જ્યારે ફજરનું વખત થતું

અને આંગી આંગ દુઇ રહેતો ત્યારે આપ બે રકાઅત નમાઝ પઢતા હતા. આ હદીસની રિવાયતમાં એયુબ રાવી કહે છે કે મારા ખ્યાલ પ્રમાણે નાફેઅ શાવીએ એની સાથે હલકી રકાઅતનો શબ્દ પણ કહયો હતો. (એટલે તે બે રકાઅત હલકી પઢતા હતા.

૨૨ ઇબ્ને ઉમર (રદી) થી રિવાયત છે કહે છે કે મેં રસુલુલ્લાહ [ સલ ] થી આઠ રકાઅતો શીખી છે. તેમાં બે રકાઅત ઝોહર પહેલાંની અને બે રકાઅતો મગરેબ પછીની અને બે રકાઅતો ઇશા બાદ. ઇબ્ને ઉમર કહે છે કે મને હફસા [રદી] એ બે રકાઅત સવારની [ફરજ પહેલાંની સુનનત] પણ બયાન કરી પણ મેં એ બે રકાઅત પઢતાં હઝરત [સલ] ને જોયા નથી.

૨૩ અબ્દુલ્લાહ બીન શકીક [ રદી ] થી રિવાયત છે કહે છે કે મેં નબી [ સલ ] ની નફિલ નમાઝો વીષે હજરત આએશા [રદી] ને પૂછયું આએશા કહે છે કે હજરત [ સલ ] બે રકાઅત જોહોરની નમાજ પહેલાં તથા બે જોહોરની નમાજ બાદ પઢતા હતા અને બે મગરિબ પછી અને બે ઇશા પછી અને બે ફજરની નમાજ પહેલાં પઢતા હતા.

૨૪ આસિમ બિન દમોરહ [ રદી ] થી રિવાયત છે કહે છે કે મેં રસુલુલ્લાહ [ સલ ] ની દીવસની નમાઝ વીષે હજરત અલી [રદી] ને પૂછયું ત્યારે હજરત અલીએ ફરમાવ્યું કે તમો લોકો હજરતની જેમ નમાઝ પઢવાની તાકાત રાખી શકશો નહીં. હમે કહ્યુ કે જે હમારામાનો તાકાત રાખશે, તે પઢશે. ત્યારે કહ્યું કે હજરત ( સલ ) બે રકાઅત પઢતા જ્યારે કે સુર્ય અહીંયાં [ પુર્વ તરફ ] એટલો ઉંચો ચઢતો જેવી રીતે હમણાં મગરેબની દીશાએ અસરના વખતે છે. ત્યારે આપ બે રકાઅત નમાઝ [ઇશરાક] પઢતા હતા અને ચાર રકાઅત [ચાશત] પઢતા હતા અને ચાર રકાઅત ઝોહર પહેલાં [સુનંત] પઢતા હતા અને બે રકાઅત જોહર પછી [સુનંત] અને અસર પહેલાં ચાર રકાઅત [ સુનંત મુસતહબ ] પણ તે હર બે રકાઅત પછી મુકરરબ ફરિશતાઓ તથા અંબીયાઓ અને તેમના તાબેદારો ઉપર સલામ પઢી જુદી કરી દેતા [ એટલે બે બે કરી ચાર પઢતા. ]

## પ્રકરણ ૪૧ મું.

## રસુલુલ્લાહ (સલ) ના ચાશતની [પહોર દહાડો ચઢયાની] નમાઝ પઢવા વિશે.

૧ યઝીદ રિશકથી રિવાયત છે કે મેં મોઆઝહ (રદી) થી સાંભળ્યું તેણીએ હજરત આએશા (રદી)થી પૂછયું કે શું રસુલુલ્લાહ (સલ) ચાશતની નમાઝ પઢતા હતા? આએશાએ કહ્યું હા ચાર રકાઅત પઢતા. વળી અલ્લાહ તઆલા ચાહતા તો કોઇ વેળા હઝરત (સલ) વધુ પણ પઢી લેતા ×

૨ અનસ બીન માલેક (રદી) થી રિવાયત છે તેવણે કહ્યું કે હઝરત ( સલ ) ચાશતની નમાઝ છ રકાઅત પઢતા હતા.

૩ અબ્દુર-રહમાન બિન અબી લેલા ( રદી ) થી રિવાયત છે તેવણુ કહે છે કે નબી ( સલ ) ની ચાશતની નમાજ વીશે મને ઉમ્મેહાની સીવાય કોઇએ ખબર આપી નથી. પછી ખરેખર તેણીએ હદીસ બયાન કરી કે રસુલુલ્લાહ (સલ) મકકાની ફતેહના દીવસે તેણીના ઘરમાં દાખેલ થયા ફરી આપ નહાયા અને આઠ રકાઅત નફલ નમાઝ પઢી પણ તે એવી હલકી પઢી કે એ સિવાય મેં હજરતને કોઇ વળા એમ પઢતાં જોયા નહોતા છતાં હજરત (સલ) રૂકુઅ તથા સિજદા બરાબર અદા કરતા હતા. *

૪ અબ્દુલ્લાહ બીન શકીક કહે છે કે મેં હજરત આએશા (રદી) થી પૂછયું કે શું નબી (સલ) ચાશતની નમાજ પઢતા હતા ? તેણીએ કહ્યુ કે નહીં, પણ જ્યારે આપ (સલ) સફરથી આવતા ત્યારે પઢતા.

× ચાશતની નમાજની મોટી ફઝીલત વિસ્તારથી જોતી હોય તો જુઓ મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ત્રીજે હદીસ નબર ૧૬૦૭ અબ્દુર રહમાન.

૫ અબુ સઈદ ખુદરી ( રદી ) થી રિવાત છે તેવણુ કહે છે કે નબી (સલ) કદી ચાશતની નમાઝ ઘણા દીવસો સુધી દરરોજ પઢતા જેથી હમો સમજતા કે હવે કદી આપ છોડશે નહીં ફરી એવી છોડી દેતા કે હમો કહેતા હતા કે હવે કદી પઢશે નહી. *

૬ અબુ ઐયુબ અનસારી ( રદી ) થી રિવાયત છે. કે નબી ( સલ ) સુર્ય માથાથી નમે તે વખત ચાર રકાઅત હંમેશ પઢતા હતા મેં (એકવાર) અરજ કરી યા રસુલલ્લાહ ! શું આપ આફતાબ ઢળવા પછી હંમેશ પઢો છો ? આપે ફરમાવ્યું આફતાબ ઢળે તે વખત આસમાનના દરવાજા ખોલવામાં આવે છે. ફરી જોહોરની નમાઝ પઢાઇ જાય ત્યાં સુધી બંધ થતા નથી. જેથી હું ચાહું છું કે એ વેળા મારે માટે કાંઇ બેહતર ચીજ ( નેકી ) ઉપર ચઢે મેં પૂછ્યું શું એ ( એ રકાઅત ) વચ્ચે સલામ અલગ પાડનારૂં છે. આપે ફરમાવ્યું નહીં

૭ એક બીજી સનદમાં પણ હઝરત ઐયુબ અનસારી (રદી) થી એવીજ રિવાયત આવેલી છે.

૮ અબદુલ્લાહ બીન સાએબથી રિવાયત છે કે રસુલે ખુદા ( સલ ) આફતાબ ઢળવા પછી ચાર રકાઅત ઝોહર પહેલાં પઢયા કરતાં હતા અને ફરમાવતા કે આ તે વખત છે કે એમાં આસમાનના દરવાજા ખોલવામાં આવે છે જેથી હું ઇચ્છું છું કે એ વખતે મારો કોઇ નેક અમલ ઉપર ચઢે.

૯ આસેમ બીન દમોરા ( રદી ) હજરત અલી ( રદી ) થી રિવાયત કરે છે કે તેવણુ જોહરની (નમાઝ પહેલાં) ચાર રકાઅત પઢતા હતા અને બયાન કરતા કે નબી ( સલ ) આ ચાર રકાઅતોને સુર્ય ઢળતી વખતે પઢતા અને તેમાં લાંબો વખત ગુજારતા.

* મતલબ કીરાઅત હલકી પઢતા પણ રૂકુઅ સીજદામાં ઉતાવળ નહીં કરતા હતા. અબદુરરહમાન.

* હજરત (સલ) નું આ રીતે કરવાનું કારણુ આજ હતું કે-લોકો એની ફજીલત જોઈ નફલને વાજેબ સમજી પડે નહીં અને તેથીજ નફલને નફલના દરજ્જામાં રાખતા અબદુર રહમાન.

## પ્રકરણુ ૪૨ મું

## રસૂલુલ્લાહ (સલ)ની નફિલ નમાઝ ઘરમાં પઢવા વિષે.

અબદુલ્લાહ બીન સઅદથી રિવાયત છે કે મેં રસુલુલ્લાહ ( સલ )થી પોતાના ઘરમાં તથા મસજીદમાં નમાઝ પઢવા વિશે પૂછયું ( કે બન્નેમાં બેહતર શું છે ) આપે ફરમાવ્યું કે તમો જુવો છો કે મારૂં ઘર મસજીદથી કેટલું નજીક છે. છતાં આપણું ઘરમાં ( સુનત—નફેલ) નમાઝ પઢવું મસજીદમાં પઢવા કરતાં મને વધુ પસંદ છે. જો ફર્ઝ નમાઝ ન હોય તો÷

## પ્રકરણુ ૪૩ મું.

## રસૂલુલ્લાહ (સલ) ના રોઝા રાખવા વિશે.

૧ અબદુલ્લાહ બીન શકીક કહે છે કે મેં હજરત આએશા ( રદી ) થી રસુલુલ્લાહ (સલ) ના રોઝા રાખવા બાબત પૂછયું તેણીએ કહયું કે કદી આપ લાગલગાટ એટલા રોઝા રાખતા કે હમો કહેતાં હવે આપ રાખયાજ કરશે. અને કદી આપ ( સલ ) રોઝા એવા છોડી દેતા કે હમો કહ્યા કરતા કે હવે આપ રોઝા રાખશેજ નહીં. તેણીએ કહ્યુ કે રસુલે ખુદા [ સલ ] મદીનામાં પધાર્યા ત્યારથી રમઝાન સીવાય પુરા માસના રોઝા કદી રાખ્યા નથી.

અનસ બીન માલેક [ રદી ]થી રસુલુલ્લાહ [ સલ ]ના રોઝા વીશે કોઇએ પૂછયું ત્યારે તેવણે કહ્યું કે કોઈ માસમાં આપ રોઝા રાખવા શરૂ કરતા તો એટલા રાખતા કે હમો સમજતા હતા. કે હજરત આ માસમાં રોઝા છોડશે નહીં અને કોઇ માસમાં એટલા છોડી દેતા કે તે જોઈ હમો સમજ્યા કરતા કે આ માસમાં રોઝા રાખશે નહીં. અને એવોજ હાલ આપનો હતો

÷ જુવો સુનત તથા નફલ નમાઝ ઘરમાં પઢવા અને ઘરમાં બરકત થવા તથા શૈતાનના દાખલ નહીં થવા તથા આવેલી ફજીલતનું વર્ણન મશારેકુલ અનવાર ગુજરાતી હદીસ નંબર ૮૪૬ બાબ બીજો.

કે જો તમો હઝરતને રાતના નમાઝ પઢતા જોવા ઇચ્છો તો જોઇ શકતા હતા અને જો તમો સુઇ રહેલા જોવા ઇચ્છો તો તેમ પણ જોવામાં આવતા.

૩ ઇબ્ને અબ્બાસ [રદી]કહે છે કે નબી [સલ] કદિ રોઝા રાખવા શરૂ કરતા તો એટલે સુધી કે હમો કહેતા કે હઝરત આ માસમાં હવે છોડશે નહીં અને કદી રોઝા છોડી દેતા તો તે એટલે સુધી કે હમો કહેવા લાગતા કે હવે આ મહીનામાં કદી રોઝો રાખશે નહીં, અને આપ [સલ] મદીનામાં પધાર્યા ત્યારથી આપે રમઝાન સિવાય કોઇ માસના પુરા રોઝા રાખ્યા નથી.

૪ ઉમ્મે સલમા [રદી]થી રિવાયત છે તેવણુ કહેતાં હતા કે મેં નબી ( સલ ) ને શા'બાન અને રમઝાન સિવાય લગોતાર બે માસના રોઝા રાખતા કદી જોયા નથી.

૫ હઝરત આએશા [ રદી ] કહે છે કે મેં રસુલુલ્લાહ ( સલ ) ને શા'બાનથી વધુ રોઝા રાખતા કોઇ માસમાં જોયા નથી પરંતુ આપ થોડાજ દીવસ શિવાય બાકીના બધા રોઝા રાખતા એટલુંજ નહીં, પણ આપ આખા શા'બાનનાં રોઝા રાખતા હતા.

૬ અબ્દુલ્લાહ બીન મસઉદ ( રદી )કહે છે કે રસુલે ખુદા ( સલ ) હર માસના શરૂમાં ત્રણ દીવસ રોઝા રાખતા હતા અને જુમ્માના દીવસે તો ભાગ્યેજ આપ રોઝો છોડતા.

૭ મોઆઝહ ( રદી ) કહે છે કે મેં હઝરત આએશા (રદી )થી પૂછયું કે શું નબી ( સલ ) હરમાસમાં ત્રણ રોઝા રાખતા હતા. તેણીએ કહ્યુ હા, મેં પૂછયું કઈ તારીખોમાં તેણીએ કહ્યુ તેના દિવસો મુકરર કરતા ન હોતા ગમે તે તારીખોમાં રોઝા રાખી લેતા.

૮ આએશા ( રદી ) કહે છે કે નબી (સલ) પીર તથા જુમેરાતનો ખિયાલ કરી રોઝો રાખ્યા કરતા.

૯ હઝરત આએશા ( રદી ) કહે છે કે રસુલે ખુદા ( સલ ) કોઇ માસમાં શા'બાનથી વધુ ( નફિલ ) રોઝા રાખતા ન હતા.

૧૦ અબુહોરૈરા (રદી )થી રિવાયત છે કે નબી ( સલ ) એ ફરમાવ્યુ પીર અને જુમેરાતના દિવસે અમલો ( કરણીઓ ) હાજર કરવામાં આવે છે જેથી હું ચાહું છું કે મારા આમાલ એવી હાલતમાં હાજર કરવામા આવે જ્યારે કે હું રોઝા વાળો હોઉં.

૧૧ આએશા ( રદી ) કહેછે કે નબી [સલ] એક માસમા સનીવાર ઇતવાર તથા પીરના રોઝા રાખતા તો બીજા માસમા મંગલ, બુધ જુમેરાતે રાખતા.

૧૨ હઝરત આએશા કહે છે. કે આશુરહ (મોહર્રમની દસમી) એક એવો દિવસ હતો કે જાહેલીય્યતના ઝમાનામાં કુફ્ફારે કુરૈશ અને રસુલુલ્લાહ (સલ) પણ એ દિવસનો રોઝો રાખતા હતા ફરી જ્યારે આપ મદીનામાં પધાર્યા ત્યારે આપે એ રોઝો રાખ્યો અને સાથે બીજા દિવસનો રોઝો રાખવાનો પણ હુકમ ફરમાવ્યો, પણ રમઝાનના રોઝા જ્યારે ફરજ કરવામાં આવ્યા ત્યારે રમઝાનનાજ રોઝા ફરજ રહ્યા અને આશૂરાના રોઝા છોડવામાં આવ્યા પછી જે ચાહતો રાખતો અને જે ન ચાહે તે નહી રાખતો.

૧૩ અલકમા કહે છે કે મેં હઝરત આએશા ( રદી ) થી પૂછયું શું રસુલુલ્લાહ [સલ] રોઝા માટે કોઇ દીવસ ખાસ મુકરર્ર કરતા હતા ? તેણીએ કહ્યું નહીં, આપનો અમલ હંમેશનો હતો. તમારામાં તે આમાલ બજાલાવ્વાની તાકાત કોણ રાખે છે ? જેની તાકાત રસુલે ખુદા (સલ) રાખતા હતા.

૧૪ હઝરત આએશા ( રદી ) કહે છે કે એક દિવસે રસુલે ખુદા (સલ) મારે ત્યાં પધાર્યા તે વેળા મારી પાસે એક સ્ત્રી બેઠી હતી. આપે પૂછયું આ કોણ છે ? મેં બતાવ્યું કે ફલાણી છે. એ આખી રાત સુતી નથી. (ઇબાદત કરતી રહે છે) ત્યારે રસુલે ખુદાએ (સલ) ફરમાવ્યું

કે એટલી ઇબાદત કર્યા કરો જેટલીની તમો તાકાત રાખો છો ખુદા [સવાબ દેવાથી] થાકતો નથી. પણ તમો ઇબાદત કરવાથી થાકી જશો. અને સર્વે ઇબાદતોમાં રસુલે ખુદા [સલ] ને તે ઇબાદત વધુ પસન્દ છે, કે જેને હમેશા કર્યા કરે, [ચાલુ રાખે.]

૧૫ અબુ સાલેહ કહે છે કે મેં હઝરત આએશા તથા હઝરત ઉમ્મે સલ્મહ (રદી) થી પૂછ્યું કઇ ઇબાદત રસુલુલ્લાહ (સલ) ને વધુ પસંદ હતી ત્યારે બન્નેએ કહ્યું કે તે ઇબાદત જે હમેશા કરવામાં આવે. ભલે તે થોડી હોય.

૧૬ ઓફ બીન માલેક (રદી) કહે છે કે હું એક રાત્રે રસુલે ખુદા (સલ) ની સાથે હતો. મેં જોયું કે આપે દાતણ કીધું ફરી વુજુ બનાવી નમાઝ પઢવા ઉભા થયા. હું પણ આપની સાથે ઉભો થઇ ગયો આપ નમાઝ શરૂ કરી સુરહ બકરહ પઢવા લાગયા, જ્યારે કોઇ રહમતની આયત ઉપર પહોંચતા તો થોભી જઇ દોઆ માંગતા અને કોઈ અઝાબની આયત ઉપર પહોંચતા તો થોભતા અને તેની પનાહ માંગતા ફરી આપે રૂકુઅ કીધો અને કિયામ ને લાયક રૂકુઅમાં થોભ્યા. અને તેમાં આપ **સુબહાન ઝિલ-જબરૂતે વલ-મલકુતે વલ-કિબરેયાએ વલ-અઝમતે** પઢતા. ફરી આપે રૂકુઅ માફક સિજદો કર્યો અને સિજદામાં પણ આપે **સુબહાન ઝિલ-જબરૂતે વલ—મલકુતે વલ—કિબરેયાએ વલ-અઝમતે.** પઢયું પછી આપે [બીજી રકાઅતમાં] સુરહ ઇમરાન પઢી. પછી એવીજ રીતે એક એક સુરહ કરી આપ પઢી.

## પ્રકરણ ૪૪ મું.

## રસુલુલ્લાહ (સલ) ના કિરાઅત પઢવા વિશે.

૧ યઅલા બીન માલેક (રદી) એ રસુલે ખુદા [સલ] ના કિરાઅત પઢવા વીશે ઉમ્મે સલમાથી પૂછયું ત્યારે હઝરત ઉમ્મે સલમાએ સાફ સાફ દરેક અક્ષરને જુદા જુદા કરી પઢી બતાવ્યું.

૨ કતાદહ કહે છે કે મેં હઝરત અનસ બીન માલેકથી પૂછયું કે રસુલે ખુદા [સલ]ની કિરાઅત કેવી હથી તેવણે કહયું કે મદ [લંબાવવા]ની સાથે.

૩ ઉમ્મે સલમા[રદી] કહે છે કે નબી[સલ] અટકી અટકીને પઢતાં હતા જેમકે **અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન** ફરી થોભી પછી પઢતા **અર્રહમાનિ ર્રહીમ** ફરી થોભી જતા તે પછી પઢતા **માલેકે યવમિદ્દીન.**

૪ અબદુલ્લાહ બીન કૈસ કહે છે. કે મેં નબી [સલ] ની કિરાઅત વીશે આએશા [રદી] થી પૂછયું કે આપ ધીમે અવાજથી પઢતા કે બુલંદ અવાજથી ?તેણીએ કહયું બન્ને રીતે પઢતા કદી ધીમે તો કદી બુલંદ અવાજે. મેં કહયું ખુદાનો શુકર છે જેણે દીનમાં છુટ રાખી.

૫ ઉમ્મે હાની [રદી]થી રિવાયત છે તેણીએ કહયું કે હુ મારા સાએબાનમાંથી નબી (સલ) ની કિરાઅત સાંભળ્યા કરતી હતી.

૬ અબદુલ્લાહ બીન મોગફ્ફલ(રદી)કહે છે કે મેં ફતેહ મકકાના દીવસે રસુલુલ્લાહ [સલ] ને આપની ઉંટડી ઉપર જોયા આપ પઢતા હતા **ઇન્ના ફતહના લક ફતહમ મોબીના લેયકગફેર લક-લ્લાહો માતકદ્દમ મિન ઝમ્બેક વમા તઅખ્ખર.** તે કહે છે કે હઝરત **તરજીઅથી** [એટલે કોઇ કલેમાને ધીમે તો કોઇને બુલંદ અવાજે]પઢતા હતા. મોઆવેયા બીન કુર્રહ[હદીસના રાવી]કહે છે કે જો મારી પાસે લોકોની ભીડ થવાથી મને બીક ન હોત તો હું એવાજ લહેજામાં પઢી સંભળાવત.

૭ કતાદહ [રદી] કહે છે કે ખુદાએ જે નબી મોકલ્યા તે ઘણા ખુબસુરત અને ખુશ અવાજ થતા હતા તેમજ તમારા નબી [સલ] પણ ખુબસુરત અને ખુશ અવાજ હતા. અને **તરજીઅ** કરતા ન હોતા.

૮ ઇબ્ને અબ્બાસ [રદી] કહે છે કે લોકો કોઇ વેળા નબી[સલ]ની કિરાઅત હુજરામાંથી સાંભળતા અને હઝરત (સલ) કોટડીમાં હોતા.

## પ્રકરણ ૪૫મું.

### રસુલુલ્લાહ [સલ]ના રડવા વિષે.

અબ્દુલ્લાહ બીન શખીર પોતાના બાપથી રિવાયત કરે છે કે તેવણુ [રદી] કહેતા હતા હું એક દિવસે રસુલુલ્લાહ [સલ]ની ખીદમતમાં ગયો તે વેળા આપ નમાઝ પઢતા હતા અને રડવાને લીધે આપના અંદરથી જોશ ખાતી દેગચી ના જેવો અવાજ નીકળતો હતો.

૨ અબ્દુલ્લાહ બિન મસઉદ કહે છે કે મને રસુલુલ્લાહ (સલ) એ ફરમાવ્યું કે કાંઈ પઢી સંભળાવ મેં અરજ કરી યા રસુલલ્લાહ શું હું તમારી આગળ પઢુ ? અને જુઓ તો તે આપની ઉપર ઉતર્યું છે. હઝરતે [સલ] ફરમાવ્યું કે કોઇ બીજાથી સાંભળવું મને પસંદ છે. ફરી મેં શૂરા નિસા પઢી. જ્યારે હું આ આયત ઉપર પહોંચ્યો "વજેઅના બેક અલા હાઓલાએ શહીદા" તો મેં જોયું કે આપની આંખોમાંથી આંસુ વહી રહયાં છે. ×

૨ અબ્દુલ્લાહ બીન ઉમર [રદી] કહે છે કે એકવાર રસુલુલ્લાહ [સલ] ના ઝમાનામાં સુર્ય ગ્રહણુ થયું ત્યારે રસુલુલ્લાહ [સલ] નમાઝ પઢવા ઉભા થઇ ગયા અને એટલું ઉભા રહયા કે જાણે હવે આપ રૂકુઅ કરશે નહીં. ફરી આપે લાંબો રૂકુઅ કીધો કે જાણે માથું ઉઠાવશે નહીં ફરી જ્યારે ઉભા થયા તો એમ જણાતું હતું કે હવે સિજદો નહીં કરશે. ફરી આપે સિજદો કીધો તો એમ જણાતું હતું કે આપ સિજદાથી માંથું ઉઠાવશે નહીં. ફરી જ્યારે માથું ઉઠાવ્યું તો એમ જણાતું હતું કે આપ બીજો સિજદો કરશે નહીં. ફરી જ્યારે આપે બીજો સિજદો કીધો તો એમ જણાતું હતું કે આપ માથું ઉઠાવશે નહીં. આપ લાંબા લાંબા સાંસ ભરી રડવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે એ પરવરદેગાર શું ! તેં મારી સાથે વાયદો કર્યો નથી કે મારા હોવા છતાં એઓપર અઝાબ કરશો નહીં (તો હાલ હું મોજુદ છું) શું ? તેં, મારી સાથે વાયદો નથી કીધો કે જો એ લોકો ગુનાંહોની બખશીશ માગતા રહેશે, તો એઓપર અઝાબ કરીશ નહીં. તોઓ પરવરદેગાર હમોં તારેથી હમારા ગુનાહોની [બખશીશ ચાહીએ છીએ] ફરી જ્યારે આપ બે રકાત પઢી રહ્યા તો સૂર્ય ખુલી ગયો ફરી આપે ઉભા થઈ અલ્લાહની (સ્તુતિ) અને ગુણુ બયાન કીધાં અને ફરમાંવ્યુ કે સુર્ય અને ચંદ્ર એ પણુ ખુદાને ઓળખવાની નિશાનીઓ માંથી બે નિશાનીઓ છે. જ્યારે એઓમાં ગ્રહણુ લાગે ત્યારે અલ્લાહની યાદમાં વળગી રહ્યા કરો.

૪ હઝરત અબ્દુલ્લાહ બીન અબ્બાસ કહે છે કે રસુલુલ્લાહે [સલ] પોતાની એક પુત્રીને કે જે મોતની હાલતમાં હતાં લઇ ખોળામાં ઉઠાવી લીધા ફરી પોતાની સામે સુવાડી દીધી એટલે તો જોત જોતામાં ગુજરી ગયા. ઉમ્મે અયમન બુમો પાડવા લાગ્યાં ત્યારે નબી (સલ) એ ફરમાવ્યું શું તું અલ્લાહના રસુલ (સલ)ની સામે રડે છે ? તેણીએ કહ્યું કે હું આપને પણુ રડતા જોઉં છું હઝરતે ફરમાવ્યું કે હું (બુમ પાડી) રડતો નથી આ (આંસુ વહેવું) તો રહમત છે. મોમેન માણુસ તો દરેક હાલતમાં બેહતરી પર રહે છે. તે એટલા સુધી કે તેની જાન તેના બંને પાસાના વચમાં નીકળે છે, તે વેળા પણુ તે અલ્લાહનો શુકર કરે છે.*

૫. આએશા (રદી)થી રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) હઝરત ઉસમાન બીન મઝ-ઉનને જ્યારે તેવણુની વફાત થઈ ચુમો દીધો

+આજ હદીસને મલતી મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ત્રીજાની હદીસ નંબર ૧૮૭૩ પણુ છે. અબ્દુર રહમાન.

* આ હદીસથી જણાયુ કે મૈયતના ગમમાં બે અખતેયાર આંસુ વહી જાય તો કંઈ વાંધો નથી પણુ ચીસો પાડી રડવું દુરૂસ્ત નથી જેમકે બુખારી અને મુસ્લિમની હદીસ છે કે હઝરતે (સલ) ફરમાવ્યું જે શખસ (દુઃખમાં) વાળ મુડાવે અને કપડાં ફાડે અને મોં ધરવે (ખાણે) અને પુકારીને રડે તે અમારામાંથી નથી. જુવો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ બીજો હદીસ નંબર ૧૦૮૭ અબ્દુર રહમાન.

અને તે વેળા આપ (સલ) રડી રહ્યા હતા અને એક રિવાયતમાં છે કે આપની બંને આંખો વહી રહેલી હતી.

૬. અનસ બીન માલેક (રદી) કહે છે. કે રસુલે ખુદા (સલ)ની એક દીકરીના જનાઝામાં હમો ભેગા હતા અને રસુલુલ્લાહ (સલ) કબર ઉપર બેઠા હતા. મેં જોયું તો આપ (સલ)ની બંને આંખો (આંસુઓ)થી વહી રહેલી હતી. ફરી આપે પૂછ્યું કે તમારામાંથી એવો કોઇ છે કે જેણે આજની રાત્રે પોતાની સ્ત્રી સાથે ખલવત કરી ન હોય ? અબુ તલહા (રદી) એ કહ્યું કે હું છું હઝરતે ફરમાવ્યું ત્યારે તમો એવણુની કબરમાં ઉતરો ફરી તે તેવણુની કબરમાં ઉતર્યા.

## પ્રકરણ ૪૬ મું.

## રસુલુલ્લાહ (સલ)ની પથારી મુબારક વિશે.

૧. આએશા (રદી) કહે છે, કે રસુલે ખુદા (સલ)નું બીસતર જે પર આપ સુતા હતા ચામડાનું હતું તેમાં ખજુરીનાં છાલાં ભર્યાં હતાં.

૨. આએશા (રદી)થી કોઇએ પૂછ્યું કે તમારા ઘરમાં રસુલુલ્લાહ (સલ)નું બીછાણું કઇ ચીજનું હતું ? તેણીએ કહ્યું ચામડાનું હતું અને તેમાં ખજુરીનાં છાલાં ભર્યાં હતાં અને હઝરત હફસા (રદી)થી પૂછવામાં આવ્યું કે તમારા ઘરમાં રસુલુલ્લાહ (સલ)ની પથારી શી ચીજની હતી ? તેણીએ કહ્યું કામલ હતી જેને હમો બેવડી કરી દેતાં આપ (સલ) તે પરજ લેટતા હતા, એક રાત્રે મેં (દિલમાં) કહયું કે ખચ્ચીત જો હમો એની ચાર બેવડ કરતે, તો વધું નરમ થાત જેથી હમોએ તેના ચાર પડ કીધાં સવારે આપે ફરમાવ્યુ કે આજે રાત્રે તમોએ મારી નીચે શું બીછાવ્યું હતું ? હઝરત હફસહ કહે છે, મેં કહ્યું કે બીછાણું તો આપનું જે હતું તેજ છે પણ હમે નરમ થવા માટે તેને ચોવડું કર્યું છે. આપે ફરમાવ્યું એને પહેલીજ હાલત ઉપર કરી દો. તેની નરમીએ મને આજે રાત્રે નમાઝથી રોકયો છે.

## પ્રકરણ ૪૭ મું.

## રસુલુલ્લાહ (સલ)ની (તવાઝોઅ) નરમી વિશે.

૧ ઉમર બીન ખત્તાબ (રદી) કહે છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જેમકે નસારાઓએ ઇસા બીન મરયમ ને વધાર્યા તેમ મને તમો વધારો નહિ. મને અલ્લાહનો બંદો અને તેનો રસુલ કહ્યા કરો.

૨ અનસ બીન માલેક (રદી)થી રિવાયત છે કે એક સ્ત્રિ નબી (સલ)ની ખિદમતમાં આવી અને તેણીએ કહ્યું કે મને આપની સાથે કાંઇ કામ છે. આપે ફરમાવ્યું સારૂં—મદીનાના જે રસ્તે બેસવા તુ કહે ત્યાં હું તારી સાથે આવવા તૈયાર છું.

૩ અનસ બીન માલેક (રદી) કહે છે, કે રસુલુલ્લાહ (સલ) બીમારની ખબર લેવા જતા અને જનાઝામાં શામિલ થતા અને ગધેડા ઉપર સવાર થતાં હતા. તેમ ગુલામની દાવત પણ કબુલ ફરમાવતા—બની કોરેઝાની લડાઇના દીવસે (લડાઈ વેળા) આપ એક ગધેડા ઉપર સવાર હતા અને તેની લગામ ખજુરીની છાલની હતી અને ઝીન પણ ખજુરીની છાલથી બનેલી હતી.

૪ અનસ બીન માલેક (રદી) કહે છે. કે રસુલે ખુદા (સલ)ની આદત હતી કે કોઇ માણુસ અગર આપની દાવત જવની રોટલી અને બોદાર ચરબીની કરતો તો પણુ આપ કબુલ ફરમાવતા હતા અને આપનું એક બકતર એક યહુદી સ્ત્રીને ત્યાં ગીરો હતું પણુ આપની પાસે એટલા રૂપીઆ આવ્યા ન હતા કે તેને છોડાવી લેત એટલા સુધી કે આપની વફાત થઇ ગઇ.

૫ અનસ બીન માલિક (રદી) કહે છે કે રસુલુલ્લાહે (સલ) જ્યારે હજ્જ કર્યો ત્યારે આપ એક જુના કજાવા ઉપર સવાર હતા અને એક ચાદર ઓઢેલી હતી જેની કીંમત ચાર દિરહમ (રૂા. ૧) પણુ ન હતી (તે વેળા) આપ એમ બોલતા હતા કે ઓ અલ્લાહ ! તું આ મારા હજ્જને વગર દેખાડવે (રીયા—વિનાનો)

કરી દે જેમાં ન દેખાડવું મંન્જુર છે ન સંભળાવવું.

૬. અનસ બીન માલિક (રદી) કહે છે કે સહાબાઓને રસુલુલ્લાહ (સલ)થી વધુ મોહબ્બત કોઇ સાથે ન હતી છતાં સહાબાઓ (રદી) જ્યારે આપ (સલ)ને જોતા તો ઉભા થતા નહિ કારણ કે તેઓ જાણુતા હતા કે આ વાત હઝરત (સલ)ને પસંદ નથી.

૭. હસન બીન અલી (રદી) કહે છે કે મેં મારા મામા હિન્દ બીન અબી હાલાથી પૂછ્યું અને તેવણુ રસુલુલ્લાહ (સલ)ના અવસાફના ગુણ વધુ બયાન કરતા હતા અને હું એમ ચાહતો હતો કે તેવણુ કાંઇ મારે માટે પણુ બયાન કરે ત્યારે તેવણે કહ્યું કે રસુલુલ્લાહ (સલ) મોટા શરીરના, દેખાવડા ચેહરાના, આપનો ચેહરો જાણે પુનેમના ચંદ્ર જેવો ચમકતો હતો. ફરી તેવણે પુરી હદીસ બયાન કરી. હઝરત હસન કહે છે કે મેં હદીસ એક મુદ્દત સુધી હુસેનને કહી નહિ. પછી મેં તેવણુને કહી સંભળાવ્યું ત્યારે મેં જાણ્યું કે તેવણુ મારાથી પહેલાં જાણી ચૂકયા હતા. અને જે જે વાતો મેં પુછી હતી તે સર્વ વાતો તેવણુ પુછી ચુકયા હતા અને આ પણુ મને જણાયું કે તેવણે પોતાના બાપ (હઝરત અલી મુરતઝા)થી રસુલુલ્લાહ (સલ)ના અંદર આવવા અને બહાર જવા તથા સિકલ સુરતને લગતી કુલ્લે વાતો પૂછી લીધી છે એટલા સુધી કે કાંઇ વાત છોડી નથી. હઝરત હુસેન (રદી) કહે છે કે મેં મારા વાલેદ (હઝરત અલી (રદી) થી રસુલુલ્લાહ [ સલ ] ના ઘરમાં આવવા બાબત પૂછ્યું ત્યારે તેવણે કહયું કે જ્યારે હજરત [ સલ ] ઘરની અંદર તશરીફ લઇ જતા ત્યારે આપ [ વખતનાં ] ત્રણુ હિસ્સા કરી દેતા હતા. એક હિસ્સો અલ્લાહપાકની ઇબાદત માટે અને એક હિસ્સો પોતાના ઘરવાળાઓ માટે અને એક હિસ્સો પોતાના જીવ માટે ફરી તેમાંથી પોતાનો હિસ્સો આપ પોતાની તથા બીજા લોકોની વચ્ચે વહેંચી દેતા હતા. અને પોતાના ખાસ લોકોની મારફતે આમ [ ગેરહાજર ] લોકોને ફેઝ [ ઝાહેર બાતેનના ખુદાઇ હુકમો ] પહોંચાડતા હતા. તેઓથી કોઇ વાત છુપાવતા નહિ અને વખતનો જે હિસ્સો આપ પોતાની ઉમ્મત માટે રાખતા હતા તેમાં આપની મુબારક આદત એવી હતી કે તેઓમાં જે મોટા સમજદાર જાણુકાર સાહેબે-ફઝલ-હતા તેઓને દરેક કામમાં પહેલા ગણુતા તેઓને પોતાની પાસે આવવાનો હુકમ આપતા અને તે વખતને તેઓની લેયાકત મુજબ ખરચ કરતા. તેમાં કેટલાક એક અથવા બે હાજતવાળા અને કેટલાક તો ઘણી હાજતવાળા હતા. ફરી આપ તેઓ સાથે મશગુલ થઇ જતા અને તેઓને તેમજ ઉમ્મતને સુધારવાના કામોમાં તેઓને લગાડી દેતા-તેઓ આપથી પૂછતા અને આપ [સલ] ઝરૂરી વાતો તેઓને કહેતા અને ફરમાવતા હતા કે જે લોકો તમારામાં હાજર છે તેઓ ગેરહાજરને ખબર પહોંચાડતા રહે. તેમજ ફરમાવતા હતા કે જે માણુસ પોતાની કાંઇ હાજત મારા સુધી પહોંચાડી શકતો ન હોય તેને મારી પાસે પહોંચાવી દો કારણુ કે જે કોઇ એવા માણુસની હાજત બાદશાહ સુધી પહોંચાડે જે પોતે બાદશાહ સુધી પહોંચાવી શકતો ન હોય તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને ડગમગાવશે નહીં [ સાબેત કદમ રાખશે ] રસુલુલ્લાહની સામે આવી વાતો સિવાય બીજી કોઈ વાત થતી નહિ તેમજ લોકોની પણુ આવી વાત સિવાય બીજી કોઇ વાત આપ કબુલ રાખતા નહતા. આપની પાસે લોકો તરસ્યા થઇ આવતા અને સેરાબ થઇ ચાલ્યા જતા હતા એટલું જ નહિ પણુ મોટા વિદ્વાન [ માર્ગ બતાવનાર ] બની નીકળતા હતા. હજરત હુસૈન [ રદી ] કહે છે કે મેં મારા બાપથી હઝરત [ સલ ] ના બહાર જવાનો હાલ પૂછયો કે આપ [ સલ ] ત્યાં શું કરતા હતા? તેવણે કહયું કે રસુલુલ્લાહ [સલ] નકામા વાતો કરવાથી પોતાની જીભને રોકતા અને મોહબ્બત

તથા ભાઇબંધીની વાતો કરતા હતા. તેઓને કળેલા મોંના બનાવતા નહતા અને હરેક કોમના આબરૂદાર માણસની ઇઝ્ઝત કરી માન આપતા હતા અને તેને તેની કોમ ઉપર હાકેમ બનાવતા હતા. અને લોકોને [ ખરાબ માર્ગથી ડરાવતા હતા, અને આપ પોહેરીગીરો [દરબાન] રાખવા છતાં પણ સર્વ સાથે હસતા મોંથી અને સારી સભ્યતા સાથે તેના અને પોતાના સહાબાઓની હાલત જાણવા લોકોથી પુછપરછ કરતા હતા. જે વાત સારી જણાતી તેની તારીફ કરતા હતા, અને જે વાત નબળી હોય તેની બુરાઇ બયાન કરતા અને તેથી નફરત અપાવતા. આપના ફરમાનો યોગ્ય અનુકુળ થતા હતા તેમાં ખેલાફ વાતો ( એકથી વિરૂદ્ધ બીજી ) ન હતી અને લોકોને ગફલતમાં રહેવાના ડરથી આપ ગફલત ન કરતા તેમજ ( તેઓની ગફલત દુર કરવામાં ) આપ થાકતા ન હતા, આપને ત્યાં દરેક કામનો એક દસ્તુર બંધાયલો હતો, ખરી વાત કહેવામાં કદી આપ સુસ્તી કરતા ન હતા પણ ( ઝગડો થાય અને લોકો નહીં માને એટલા માટે ) કહેવામાં એથી આગળ વધતા નહતા. જેઓ સૌથી શ્રેષ્ટ હતા તેઓજ આપની પાસે નજીકમાં બેસતા. આપને ત્યાં વધુ માન તેનેજ મળતું જે લોકોની ભલાઇમાં વધુ આગળ પડતો, તેમજ મોટી પદવીનો તેજ ગણાતો હતો જે લોકોના દુઃખમાં ભાગ લઇ વધુ મદદ કરતો હોય.

હઝરત હુસેન ( રદી ) કહે છે કે મેં મારા બાપથી રસુલુલ્લાહ (સલ) ના મજલેસમાં બેસવાની કેફયત પણ પૂછી હતી. તેવણે કહયું કે રસુલુલ્લાહ (સલ) નું ઉઠવું બેસવું સર્વ ખુદાની યાદ માટે થતું હતું. અને આપ જ્યારે કોઇની પાસે જતા તો જ્યાં ખાલી જગ્યા મળતી ત્યાંજ બેસી જતા અને એજ હુકમ આપ લોકોને પણ આપતા હતા અને પોતાના બેસનારાઓ સાથે તેઓની પદવી પ્રમાણે વર્તણુક કરતા હતા. આપના સાથીયોમાંથી હર કોઈ માણસ એમ સમજતો કે મારી સાથે હઝરતની વધુ મોહબ્બત છે. જે માણસ આપની પાસે બેસતો અથવા કાંઇ હાજત આપની આગળ જાહેર કરતો તો તેના હટતા સુધી આપ તેની પાસે થોભી રહેતા કોઇ માણસ આપથી કાંઇ માગતો ત્યારે આપ તેને આપ્યા વિના પાછો કહાડતા ન હતા અથવા કાંઇ મીઠી વાત કહી દેતા હતા. આપનું હસમુખ રહેવું તથા સદ વર્તન સર્વે સાથે સરખુ હતું તેથીજ આપ તેઓના બાપ ( ગણાતા ) હતા અને આપને ત્યાં તેઓ સર્વે એક સરખાજ હકદાર હતા—આપની મજલેસ ઇલમ (બોધ) તથા લાજવાળી મજલેસ અને સબર તથા અમાનતની મજલેસ થતી હતી તેમાં શોર થતો ન હતો. અને કોઇનું અપમાન કરવામાં આવતું નહતું તથા કોઇની પણ એબ ખોલવામાં આવતી ન હતી. સર્વ આપસમાં એક સ્વભાવના હતા. એકને બીજા ઉપર જે સરસાઈ મળતી તે માત્ર વધુ પરહેઝગારીના કારણે મળતી પણ આપસમાં સર્વે એક બીજાને નમ્રતા પુર્વક માન આપતા હતા. મોટાઓની ઇઝ્ઝત અને નાનાં એ ઉપર રહમ કરતા હતા અને હાજત વાળાનો પોતે જાતથી વધુ ખિયાલ કરતા અને મુસાફિરની દેખરેખ રાખતા હતા.

૮ અનસ બીન માલિક (રદી) થી રિવાયત છે તેવણ કહે છે રસુલુલ્લાહ (સલ) ફરમાવતા હતા કે કોઇ માણસ મારે માટે જો બકરીના પાયાઓનો પણ હદયો મોકલે તો હું કબુલ કરી લઇશ અને જો કોઇ તેનાથી મારી દાવત કરે તોપણ સ્વીકારી લઇશ.

૯ જાબેર (રદી) થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહ (સલ) મારે ત્યાં આવ્યા ત્યારે ન ખચ્ચર ઉપર સવાર હતા અને ન ઘોડા ઉપર [ બલકે ચાલતા આવ્યા ]

૧૦ યુસોફ બીન અબદુલ્લાહ બીન સલામ થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલે ખુદા એ ( સલ ) મારૂં નામ યુસોફ રાખ્યું હતું અને

મને પોતાના ખોળામાં બેસાડયો હતો અને મારા માથા ઉપર હાથ ફેરવ્યો હતો.

૧૧ અનસ બિન માલિક ( રદી )થી રિવાયત છે. તેવણે કહ્યું કે નબી [ સલ ]એ એક જુના ઉંટના ઉપર સવાર થઈ અને એક ચાદર ઓઢી હજજ કીધી હતો હમારો ખિયાલ છે કે તેની કીંમત ચાર દિરહમ [રૂા. ૧ ] હશે. જ્યારે આપ સવારી ઉપર સવાર થઇ ગયા તે વેળા આપે ફરમાવ્યું **લબ્બેક એ હજજતિન લા–સમઅત ફીહા વલા રિયાઅ૦** [ અર્થ એ અલ્લાહ હું હાજર છું એવા હજ માટે કે જેમાં દેખાવ તથા નામનાનો ઇરાદો નથી.

૧૨ અનસ બીન માલિક ( રદી ) થી રિવાયત છે કે એક દરજીએ રસૂલુલ્લાહ ( સલ ) ની દાવત કરી અને આપની સામે સરીદ ( સોરવામાં રોટલી ચુરી બોળી રાખે તે. ) મુકયું જેમા કેટલાક કકડા દુધીના પણ હતા રસૂલુલ્લાહ (સલ) દુધીને ( વીણી વીણી ) ખાતા હતા. આપને દુધી પસંદ હતી. (રાવી) કહે છે કે મેં અનસ (રદી) થી સાંભળ્યું તેવણ કહેતા હતા કે તે પછી મારે માટે જે ખાણું કરવામાં આવ્યું તે દુધી વિના બનાવાયું નહિ

૧૩ અમરહ (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે આએશા ( રદી ) થી કોઇએ પૂછયું કે રસુલુલ્લાહ ( સલ ) ઘરમાં શું કરતા હતા? તેણીએ કહ્યું કે આપ પણ એક બશર (માણસ) હતા પોતાના કપડામાં ( બીજાની ચઢી ગએલી) જુ વીણતા પોતાની બકરીનું દૂધ દોહી લેતા અને પોતાનું કામ કરી લેતા હતા.

## પ્રકરણ ૪૮ મું.

## રસૂલુલ્લાહ (સલ) ની સારી સભ્યતા વિશે.

૧ ખારેજબિન ઝેદ બિન સાબેત (રદી) થી રિવાયત છે, તેવણે કહયું કે કેટલાક પુરૂષો ઝેદ બિન સાબેત (રદી) પાસે આવ્યા અને તેવણને કહયું કે રસુલુલ્લાહ ( સલ ) ની હદીસો અમને સંભળાવો. તેવણે કહયું કે હું તમારી સામે કઈ કઇ હદીસો સંભળાવું? હું હઝરત (સલ) ની પાડોસમાં રહેતો હતો. જ્યારે આપના ઉપર વહી ઉતરતી હતી ત્યારે મને તેડી મંગાવતા હતા; હું તેને લખ્યા કરતો હતો. અમે જ્યારે દુન્યાની વાતચીત કરતા ત્યારે આપ પણ તેવીજ વાતો કરતા અને આખેરત માટે બોલતાં આખરેતની વાતો કરતા હતા ( મતલબ દરેક જાએઝ કામમાં હમારી સાથે મળતા હતા. ) અને જ્યારે અમે ખાવા પીવાની વાતો કરતા ત્યારે અમારી સામે તેવીજ વાતો કરતા. આ સર્વ નબી (સલ) ની હદીસો છે, એને હું તમારાથી કયાં સુધી વર્ણન કરતો રહું.

૨ અમર બિન આસ ( રદી ) થી રિવાયત છે. તેવણે કહયું કે રસુલુલ્લાહ ( સલ ) બૂરા ચલણ વાળાની સામે મોં કરી વાતો ફરમાવતા હતા. આ મંત્ર તેના દિલમાં મોહબ્બતનું ઘર કરવાના કારણરૂપ થતુ (આપની આ ટેવની મને ખબર નહતી ) અને આપ પોતાની વાતો મારી સામે મોં કરી ફરમાવતા હતા જેથી હું સમજી પડયો કે હું સર્વથી સારો અને શ્રેષ્ઠ છું. ત્યારે મેં પૂછયું યા રસુલલ્લાહ હું સારો કે અબુબકર ? આપે ફરમાવ્યું અબુબકર. પછી મેં પૂછયું હું સારો કે ઉમર ? હઝરતે ફરમાવ્યું ઉમર. ફરી મેં પૂછયું યા રસુલલ્લાહ ! (સલ) હું સારો કે ઉસમાન ? આપે ફરમાવ્યું ઉસમાન. જ્યારે મારા આ સવાલોના જવાબોમાં રસુલુલ્લાહે (સલ) સાચી વાત ફરમાવી દીધી ત્યારે ( હું શરમાયો અને વિચાર આવ્યો કે ખરેખર હું આપથી પુછતે નહિ તો ઠીક થાત.

૩ અનસ બીન માલેક (રદી) થી રિવાયત છે કે મે રસુલુલ્લાહ (સલ ) ની ખિદમત દશ વરસ કીધી. કદિ આપે મને ઉફ (કેમરે) સુધાં કહયું નહીં અને કોઇ પણ કામ મેં કર્યું તે વિશે આપે એમ પણ કહયું નથી કે આ તેં શું કર્યું ? અને કોઇ વસ્તુ જે મેં કરવાની છોડી ત્યારે આપે એમ પણ કહયું નથી કે કેમ છોડી ? અને રસુલુલ્લાહ ( સલ ) ઘણા

સારા સ્વભાવવાળા હતા. અને રસુલુલ્લાહ (સલ) ની હથેલીયો એવી નરમ હતી કે તેના જેવી બીજી કોઇ ચીજ તો શું તેવું નરમ રેશમ પણ જોયું નથી. અને આપનો પરસેવો જેટલો ખુશબોદાર હતો તેથી વધુ યા તેટલી ખુશબોદાર કસ્તુરી કે અત્તર મેં કદિ જોયું નથી.

૪ અનસ બીન માલેક (રદી) કહે છે કે એક પુરૂષ રસુલુલ્લાહ પાસે બેઠો હતો જેના કપડાં પીળા રંગના હતાં અને રસુલુલ્લાહ (સલ) એવા નહતા ( એવી આદત નહતી) કે કોઇને માઠું લાગે તેવી વાતો તેની સામે કરતા. તો જ્યારે તે માણસ ઉઠી ગયો ત્યારે આપે લોકોને ફરમાવ્યું કે જો તમે તેને પીળાં કપડાં છોડવાનું કહી દેતે તો ઠીક થાત.

૫ આએશા (રદી) થી રિવાયત છે તેણીએ કહયું કે રસુલુલ્લાહ (સલ) ભુંડા નહતા તેમજ ભૂંડુ બોલતા નહતા તથા બજારોમાં શોર કરનારા નહતા અને બુરાઈનો બદલો બુરાઇથી નહીં લેતા બલકે માફ કરી દેતા અને દરગુજર કરતા હતા.

૬ આએશા (રદી) થી રિવાયત છે. તેણીએ કહયું કે રસુલુલ્લાહ (સલ) પોતાના હાથે કોઇને માર્યો નથી પણ ખુદાના માર્ગ માટે [ જેહાદ ફી સબીલિલ્લાહ માટે] અને કોઇ ગુલામ કે કોઇ સ્ત્રીને મારી નથી.

૭ આએશા [રદી] કહે છે કે મેં રસુલુલ્લાહ [સલ] ને ખુદાના હુકમોનું અપમાન થતુ નહોય ત્યાં સુધી કોઇ ઝાલિમથી તેના ઝુલમનો બદલો લેતાં જોયા નથી પણ જ્યારે ખુદાના હુકમોનું અપમાન થતુ ત્યારે આપને ઘણોજ ગુસ્સો આવતો હતો. અને જ્યારે આપને બે વાતોમાં અખ્તેયાર દેવામાં આવ્યો ત્યારે સહેલી તથા આસાન વાતને આપ હમેશ કરતા હતા, જો તે ગુનાહને લગભગ પહોંચતી નહોય તો. ×

૮ આએશા [રદી] થી રિવાયત છે કે એક પુરૂષે રસુલુલ્લાહ [સલ] થી આવવાનો હુકમ માગ્યો તે વેળા હું આપની પાસે બેઠી હતી. આપે ફરમાવ્યું આ માણસ કેવો બુરો છે! ફરી આપે તેને [આવવાનો] હુકમ આપ્યો પછી તેની સાથે ઘણી નરમ વાતો કરી. ફરી જ્યારે બહાર ચાલ્યો ગયો ત્યારે મેં અરજ કરી યા રસુલલ્લાહ આપે જે કાંઇ ફરમાવ્યું તે ફરમાવ્યું અને ફરી આપે તેની સાથે નરમ વાતો કરી. આપે ફરમાવ્યું એ આએશા બુરામાં બુરો તે માણસ છે કે ભૂંડુ બોલવાને લીધે [ડરથી] લોકો તેને છોડી દે.

૯ હસન બીન અલી [રદી] થી રિવાયત છે. તેવણે કહયું કે હઝરત હુસેન બીન અલી કહેતા હતા કે મેં મારા બાપ હઝરત અલીથી પુછયું કે રસુલુલ્લાહ [સલ] ની હાલત પોતાના સાથીઓમાં કેવી હતી? તેવણે કહયું કે હઝરત [સલ] હમેશ હસમુખ રહેતા હતા, નરમ તબીયતવાળા. નરમ દિલના. બુરા ચલણ કે સખત દિલવાળા ન હતા શોર કરનારા કે ભુંડું બકનારા તથા લોકોની એબો શોધનારા તથા કંજુસ ન હતા. જે વસ્તુ ઉપર આપનું દિલ ન હોય તેને [ દિલથી ] ભુલાવી દેતા પણ બીજાઓને તેથી નફરત અપાવતા ન હતા. ( દુન્યાની ) કાંઇ પણ વસ્તુની ઉમ્મેદમાં રહેતા ન હતા. આપે પોતાની ઝાત માટે ત્રણ વાતો છોડેલી હતી ( ૧ ) ઝગડો કરવો. (૨) પોતાને શ્રેષ્ટ સમજવો અને (૩) ફાયદા વગરના કામમાં વળગવું અને બીજાઓ માટે પણ ત્રણ વાતો

× એટલે તે સહેલું કામ કરવામાં જો શરીઅતની ખરાબી અને ગુનહો જણાતો ત્યારે આપ તેને છોડી દેતા. આથી ઓસુલે ફીકહનો એક કાયદો સિધ્ધ થાય છે કે દરેક જાએઝ કામ કરવું દુરસ્ત છે, પણ જો તે નાજાએઝ સુધી પહોંચાડી દે ત્યારે તે જાએઝ કામ નાજાએઝ થઇ જશે. અને એજ કાયદાની રૂએ કેટલાક જાએઝ કામો ફરજની જેમ ઝરૂરી સમજી બેઠા છે. તેમને પણ હમેશ કરવા આલિમો નાજાએઝ કહે છે. જેમકે મોહર્રમનો ખિચડો, શબેબરાતનો હલવો, ઈદમાં શીરખોરમો, ઓરસ કરવો, રિવાજી મોલુદ કરવી વિગેરે અબદુર રહમાન.

છોડેલી હતી. (૧) કોઈની બુરાઇ બયાન કરતા ન હતા. (૩) કોઇની પાછળ તેની એબ શોધતા ન હતા. (કોઇની એબ બીજા સામે બયાન કરતા ન હતા. અને જીભથી માત્ર તેજ વાતો કહાડતા કે જેના સવાબની ઉમ્મેદ હોય. અને જ્યારે આપ વાતો કરવા લાગતા ત્યારે આપના સાથીઓ માથું ઝુકાવી લેતા હતા જાણે તેઓના માથા ઉપર પક્ષી બેઠું હોય. (એવા ચુપ બેસી રહેતા)અને જ્યારે આપ ચુપ રહેતા ત્યારે તેઓ પોતપોતામાં વાતો કરતા પણ ઝગડતા ન હતા. અને જ્યારે કોઇ માણુસ આપથી વાત કરતો ત્યારે બધા ચુપ રહી તેની વાત પુરી થતાં સુધી તેને સાંભળતા આપની પાસે જે પ્રથમ આવતો પહેલાં તે વાતચીત કરતો પછી જે આવેલા હોય તે (એવી તરતીબથી વાતો થતી) જે વસ્તુથી બધા હસતા આપ પણ હસતા તેમજ જે ચીજથી બધાઓને તઅજ્જુબી થતી આપને પણ થતી હતી. જ્યારે કોઇ અજાણ્યો માણુસ આપ સાથે બેઅદબીના શબ્દો બોલતો અથવા તેવા સવાલ કરતો ત્યારે આપ સબર કરતા હતા આપના સહાબાઓ પણ તેવા લોકોને લઇ આવતા હતા અને આપ ફરમાવતા હતા કે જ્યારે તમો કોઇ હાજતવાળાને જુવો તો તેને લેતા આવો. આપ પોતાની હદ બહાર તારીફ કરવાને પસંદ કરતા ન હતા, આપ શરીઅતની હદથી નીકળતો ન હોય ત્યાં સુધી કોઈની વાત કાપી વચ્ચે બોલતા ન હતા. અને જો નીકળી જતો ત્યારે તો મનાઇનો હુકમ આપી તે વાત કાપી દેતા અથવા તે વાત કાપવા ઉભા થઇ ચાલવા માંડતા હતા.

૧૦ જાબેર બીન અબદુલ્લાહ [રદી]થી રિવાયત છે તેવણ કહે છે કે કદી એવું બન્યું નથી કે રસુલુલ્લાહ [સલ] ને કોઇ વાત પુછવામાં આવી હોય અને તેના જવાબમાં રસુલુલ્લાહે [સલ]ના કહ્યું હોય (એટલે હર સવાલનો જવાબ આપતા હતા.)

૧૧ ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે તેવણે કહ્યુ કે રસુલુલ્લાહ [સલ] માલની સખાવત કરવામાં સર્વે કરતાં વધુ સખી હતા અને રમઝાન માસમાં આપની સખાવત ઘણી વધી જતી હતી અને આખા રમઝાન રહેતી હતી જીબરઇલ [અલૈ] આપની પાસે આવતા અને કુરઆન શરીફ સંભળાવતા હતા. જીબરઇલ [અલૈ] જ્યારે આપની મુલાકાત લેતા ત્યારે રસુલે ખુદા [સલ] ની સખાવત ભારે પવનથી પણ વધારે થઇ જતી હતી.

૧૨ અનસ બીન માલેક [રદી]થી રિવાયત છે કે નબી (સલ) કાલ માટે કોઇ ચીજ રહેવા દેતા ન હતા.

૧૩ ઉમર બીન ખત્તાબ (રદી)થી રિવાયત છે કે ખચ્ચીત એક માણુસ રસુલુલ્લાહ [સલ] પાસે આવ્યો અને હઝરત પાસે કાંઇ માંગ્યું, આપે ફરમાવ્યું મારી પાસે કાંઇ નથી તું મારી જામીનગીરી ઉપર ઉછીનું લઇ લે જ્યારે મારી પાસે કાંઇ આવશે, ત્યારે હું અદા કરીશ. તે પછી હઝરત ઉમરે અરજ કરી યા રસુલલ્લાહ [સલ] હું એને આપી ચુકયો છું અને અલ્લાહ તઅલાએ આપને એવાં કામની તકલીફનો હુકમ કર્યો નથી કે જે આપને તાકાત નથી. નબી [સલ] ને ઉમર [રદી]ના શબ્દો પસંદ પડયા નહિ ત્યારે એક અનસારીએ કહ્યું ય રસુલલ્લાહ [સલ] આપ ખરચ કરતા રહો અને અર્શના માલેક [અલ્લાહ] પાસેથી ખૂટી જવાનો ખિયાલ આપ કરશો નહિ. ફરી રસુલુલ્લાહ [સલ] હસી પડયા અને એનોજ હુકમ કરવામાં આવ્યો છે.

૧૪ રોબૈયેઅ બીનતે મોઅવ્વેઝ બીન અફરા [રદી] થી રિવાયત છે તેણીએ કહ્યું હું ખજુરનો એક થાલ જે ઉપર કાકડીની ચીરીઓ પણ હતી તે લઇ ગઇ તો હઝરતે [સલ] મને મુઠી ભરી જવાહેરાત અને સોનું આપ્યું.

૧૫ આએશા [રદી]થી રિવાયત છે કે નબી [સલ] હદયો કબુલ કરી દેતા અને તેનો બદલો વાળતા હતા.

## પ્રકરણ ૪૯ મું.

### રસૂલુલ્લાહ [ સલ ]ની હયા [શરમ]ના વર્ણન વિશે.

૧ અબુસઇદ ખુદરી [રદી]થી રિવાયત છે. તેતણે કહ્યું કે રસુલુલ્લાહ [સલ] શરમ કરવામાં પરદામાં રેહનારી કુંવારી છોકરી કરતાં વધુ શરમ કરનારા હતા અને આપને જ્યારે કોઇ વાત નાપસંદ થતી ત્યારે [શરમને લીધે આપ કાંઇ બોલતાં નહિ પણ હમો આપના ચહેરાથી જાણી લેતા હતા.

૨ આએશા [રદી ] થી રિવયાત છે તેણીએ કહ્યું કે મેં રસુલુલ્લાહની શરમગાહ ( નગ્નતા) તરફ નજર કીધી નથી અથવા કહ્યુ કે મેં રસુલુલ્લાહ ( સલ )ની શરમગાહ જોઇ નથી.

## પ્રકરણ ૫૦ મું.

### રસુલુલ્લાહ [ સલ ]ના રૂમડી [પચ્છના] લગાડવા વિશે.

૧ અનસ બિન માલિક ( રદી )થી રૂમડી લગાડનારની મજુરી વિશે કોઇએ સવાલ કર્યો કે (તે જાએઝ છે કે નહીં) ત્યારે હઝરત અનસે કહયું કે રસુલુલ્લાહ ( સલ ) રૂમડી લગાડેલી હતી. અબુતેયબાએ આપને જ્યારે રૂમડી લગાડી ત્યારે આપે તેને બે સાઅ (૧૬ રતલ) અનાજ અપાવ્યું અને તેના માલેકોને ભલામણ કીધી જેથી તેનો ખેરાજ પણ તેઓએ કમી કરી આપ્યો અને ફરમાવ્યું જે દવા તું કરે છે તેમાં રૂમડી મુકવું છે. અથવા એમ ફરમાવ્યું કે તમારી બીજી દવાઓની જેમ રૂમડી મુકવું પણ દવા છે.

૨ અલી (રદી) થી રિવાયત છે કે નબી ( સલ ) એ રૂમડી મુકાવી અને મને હુકમ આપ્યો ત્યારે મેં રૂમડી મુકનારાને તેની મજુરી આપી દીધી.

૩ ઇબને અબ્બાસ ( રદી )થી રિવાયત છે કે નબી ( સલ ) એ લમણાંઓ ઉપર તથા બંને ખભાની વચ્ચે રૂમડી મુકાવી અને હજામને તેની મજુરી આપી. જો આ મજુરી હરામ હોતતો આપ ( સલ ) તેને આપતે નહીં. *

૪ ઇબને ઉમર (રદી) થી રિવાયત છે કે નબીએ (સલ) હજામને બોલાવ્યો. તેણે આપને રૂમડી ખેંચી અને આપે તેને પૂછ્યું કે તારો ખેરાજ ( ટેક્સ ) કેટલો છે. તેણે કહ્યું ત્રણ સાઅ (૨૪ રતલ) આપે તેનો એક સાઅ માફ કરાવ્યો અને તેની મજુરી તેને અપાવી.

૫ અનસ બિન માલેક (રદી) થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહે (સલ) લમણાઓમાં તથા બંને ખભાની વચ્ચે રૂમડી ખેંચાવી હતી અને આપ (સલ) સત્તરમી તથા ઓગણીશમી અને એકવીશમી ( ચાંદની ) તારીખે રૂમડી ખેંચાવતા હતા.

૬ અનસ બિન માલિક (રદી) થી રિવાયત છે કે નબી ( સલ ) એ એહરામની હાલતમાં મુકામ મેલલમાં પગના પાછલા ભાગ ઉપર રૂમડી ખેંચાવી હતી.

## પ્રકરણ ૫૧ મું.

### રસુલુલ્લાહ (સલ)ના મુબારક નામો વિશે.

૧ મોહંમદ બીન જુબેર બીન મુતએમ (રદી) પોતાના બાપથી રિવાયત કરે છે તેવણે

* રૂમડી ખેચાવવું હિકમતમાં બે રીતે છે. એક શુર્ત અને બીજી વગર શુર્તની. શુર્ત એટલે મુકવાની જગ્યાએ પહેલાં વાલ બોડી ત્યાં ચપ્પુ અથવા અસતરાથી કાપા કાપા પાડવા. ફરી સળગેલો અંગારો ધુમાડાવાલો ત્યાં મુકી તે પર રૂમડી ઢાંકી દેવુ અથવા મ્હોંથી ખેચવુ જેથી તે જગ્યા ખરાબનું ખુન નીકળી આવશે. અને સાદી એટલે વગર કાપે ખેંચવુ. મુસ્લિમની હદીસમાં પણ એની ઘણી તારીફ આવી છે. જુવો મશારેકુલ અનવાર ભાગ ૧લો હદીસ નંબર ૩૧૭ બીજી હદીસમાં આવ્યું છે કે જેના માથામાં દરદ થતું હોય તેને રૂમડી મુકવા હઝરત (સલ) ફરમાવતા હતા. અને તેરમી તથા એકવીસમી તારીખે તથા મંગળ બુધ અને શનીવારના ખુન કહાડવાની હદીસ શરીફમાં મનાઈ થઇ છે. અને એક હદીસમાં શની, રવી, બુધ અને શુક્રને દીવસે મના છે. વાંચો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ બીજો હદીસ નંબર ૧૧૭૨. અબદુર રહમાન.

કહ્યું કે રસુલલ્લાહે (સલ) ફરમાવ્યું મારાં ઘણાં નામો છે. હું મોહંમદ અને અહમદ છું. અને હું માહી છું (એટલે ખુદા મારે લીધે કુફ્રને મટાડે છે.) અને હું હાશેર છું મારા કદમ ઉપર લોકોનો હશર થશે. અને હું આકેબ છું એટલે છેલ્લો પેગમબર છું ×

૨ હોઝેફા (રદી) થી રિવાયત છે તેવણુ કહેતા હતા કે નબી (સલ) ની સાથે મદીનાના એક રસતામાં હું મળ્યો ત્યારે આપે ફરમાવ્યું હું મોહમ્મદ અને અહમદ છું અને નબીયુર રહમહ (એટલે એવા નબી જેમની શરીઅતના હુકમોમાં સખ્તી નથી) અને નબીયુત્તોબહ છું હું મુકફ્ફી અને હાશેર છું અને તેમ હું નબીયુલ મલાહિમ છું. ÷

× આ હદીસ મશારેકુલ અનવારમાં પણ છે. હદીસ નંબર ૧૪૮૯. અબદુર રહમાન.

÷ આ હદીસમાં હઝરતે (સલ) પોતાનાં નામ તથા ગુણો ઝીકર કર્યાં છે. મોહંમદનો અર્થ ઘણો સ્તુત્ય અહમદનો અર્થ સર્વ મખલુકથી વધુ સ્તુતીપાત્ર અને નબીયુત્તોબા એટલે એવા પેગમ્બર જેમના હાથ ઉપર અગણીત લોકોએ તોબા કરી અને તેમની ઉમ્મતની તોબા મકબુલ છે. મુકફ્ફી એટલે સર્વ પેગમ્બરો પછી આવનાર નબીયુલમલાહેમ એટલે દીનની ખાતર લડાઈનો હુકમ લાવનાર પેગમ્બર. ખ્રિસ્તીઓ મુસલમાનો પર શંકા કરે છે કે તમારા પેગમ્બરે તલવારના જોરથી ઇસ્લામ ફેલાવ્યું, માણસોને કતલ કર્યાં, અને ખુનરેજી તે દુરૂસ્ત નથી. કોઇ પેગમ્બરે ખુનરેજી કરી નથી. એનો જવાબ આ છે કે બુદ્ધિવાળા એકમત છે કે જુલમ અને કુફર ઘણી બુરી ચીજ છે અને અદલ ઇનસાફ તથા ઈમાન ઉમદા ચીજ છે તો જ્યારે જાલેમ કાફેર પોતાના જુલમ તથા કુફ્રને નહી છોડે અને હકક વાતને કોઇ તરેહ નહીં સમજે તો તેનું કતલ કરવું અક્કલની નજીક દોશપાત્ર નથી કે બીજા લોકો તેની સંગથી ખરાબ થાય નહીં. દાખલા તરીકે જો આદમીનો હાથ સડે તો તેને કાપવો બેહતર છે કે જેથી બીજા અવયવ સડતાં બચે. એમ છતાં તૌરાત તથા ઝબુરને ખ્રિસ્તીઓ સત્ય (અને બૈબલનું અંગ) માને છે તે તૌરાતમાં જેહાદ (ધર્મ વિષે લડાઈ)નો ખુલ્લી રીતે હુકમ છે. હઝરત મુસા, હઝરત યુશા અને હઝરત દાવુદ (અલૈ)નો જેહાદ જગ જાણીતો છે જેને શક હોય તે તૌરાતમાં જુએ. એટલુંજ નહીં પણ ૪૫મા ઝબુર (ગીત)માં અમારા હઝરત (સલ)ની બશારતમાં દાવુદે (અલૈ) આવી રીતે ફરમાવ્યું છે કે "ઓ પહેલવાન તું જાહોજલાલીથી પોતાની તલવાર બાંધી રાનપર લટકાવ, અદાલત પર સ્વાર થા. તારો જમણો હાથ તને હેબતવાળા કામો દેખાડશે. અને ૭૨મા ઝબુરમાં હઝરત (સલ) વિષે ખુદા આવી રીતે ફરમાવે છે 'તે મારા બંદાઓમાં સચ્ચાઈથી રાજ્ય કરશે. મોહતાજોને બચાવશે. જાલેમોના ટુકડે ટુકડા કરશે. જ્યાં સુધી સુર્ય હરિત ભોગવશે તેનું દીન, બરકત તથા તેનું નામ બાકી રહેશે." આ બંને દલીલોથી ખુલ્લી રીતે જણાયું કે જેહાદ કરવું ઉમદા કામ છે. ભલે ખ્રિસ્તીઓને પસંદ ન હોય પણ ખુદાને પસંદ છે. અને ખ્રિસ્તીઓ જે કહે છે કે આ બંને બશારતો હઝરત ઇસા (અલૈ) માટે છે તે તદન ખોટું છે. કારણ કે ઈસાએ (અલૈ) ક્યારે તલવાર પકડી? અને ક્યા કાફરને માર્યો? તેમના પર પહેલવાન તથા જેહાદ કરનારના શબ્દ ખરા પડતા નથી. પણ આ બંને બશારતો અમારા હઝરત મોહંમદ (સલ)ની નોબુવ્વતની ખુલ્લી દલીલ છે. વાંચો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ત્રીજો હદીસ નબર ૧૪૬૫. વળી જેહાદને નહીં પસંદ કરવું પણ ખ્રિસ્તીઓનું માત્ર મોંથી છે તથા ઈસલામ પર દોશ મુકવા માટે છે. નહીં તો ધરમને માટે એઓ યહુદીઓ સાથે તથા રોમન કેથોલીક પ્રોટેસ્ટંટ આપસમાં ઘણા લડયા છે. વાંચો જેહાદની હકીકત ગુજરાતી (નોટ હદીસ નંબર ૧૪૬૫ મશારેકુલ અનવાર) અબદુર રહમાન.

## પ્રકરણ ૫૨ મું.

### રસુલુલ્લાહ (સલ) ના ગુજરાન કરવા વિષે.

૧ નોઅમાન બિન બશીર (રદી) થી રિવાયત છે તેવણે (એક દહાડે) કહ્યું કે તમો લોકો જેટલું ચાહો છો, અને ખરેખર મે તમારા નબી (સલ) ને જોયા છે કે (દકલ) ખરાબ ખજુર પણ આપને પેટ પુર મળતી ન હતી.

૨ આએશા (રદી) થી રિવાયત છે તેણીએ કહ્યું કે હમો મોહંમદ [સલ] ના-ઘરવાળાઓ મહીનાને મહીના એવી હાલતમાં ગુજારી દેતાં

કે આગ સળગાવતા નહિ માત્ર ખજુર અને પાણી ઉપર ગુજારો કરતાં હતાં.

૩ અબી તલહા [ રદી ] થી રિવાયત છે તેવણે કહ્યું કે અમે લોકોએ રસુલે ખુદા [સલ] પાસે [હમારી] ભુખ જાહેર કીધી અને પોતાના પેટ ખોલી દેખાડયાં કે એક એક પથ્થર બાંધેલો છે ત્યારે રસુલે ખુદાએ [ સલ ] પોતાનું પેટ મુબારક ખોલી બતાવ્યું કે બે પથ્થર બાંધેલા છે.

૪ અબૂ હોરૈરા [ રદી ] થી રિવાયત છે તેવણે કહ્યુ કે નબી [ સલ ] એક દહાડે એવા વખતે બહાર નીકળ્યા કે તે વખતે કદી બહાર નિકળતા ન હતા ન તે વેળા આપથી કોઈ મુલાકાત કરતો હતો ફરી હઝરત અબુબકર ( રદી ) આપની પાસે આવ્યા હઝરતે પૂછ્યું ઓ અબુબકર ! તમો કેમ આવ્યા ? તેવણે કહ્યું હું રસુલુલ્લાહ ( સલ )થી મલવા અને મુનવ્વર ચેહરાની ઝીયારત માટે તેમજ સલામ કરવા હાજર થયો છું. ફરી કાંઇ વાર લાગી નહીં હતી કે હઝરત ઓમર [ રદી ] આવ્યા આપે પુછ્યું કે ઓ ઓમર તમે શા માટે આવ્યા ? તેવણે કહ્યું કે ભુખના લીધે, નબી [સલ] એ ફરમાવ્યું મને પણ કાંઇ ભુખ લાગેલી જણાય છે ફરી આ સર્વ સાહેબો અબુલ હૈસમ બિન તૈહાન અનસારી [ રદી ] ને ઘેર ગયા. તેવણુ એક એવા પુરૂષ હતા કે તેવણુને ત્યાં ખજુરો તેમ બીજા ફળોનાં ઝાડો અને બકરીઓ ઘણી હતી અને તેવણુને ત્યાં કોઇ નોકર નહીં હતો જેથી તેવણુ ઘેરે મળ્યા નહી. ત્યારે આ સાહેબોએ તેમની સ્ત્રિથી પુછ્યું કે તમારા ધણી કયાં ગયા છે ? તેણીએ કહ્યું કે તેવણુ મીઠું પાણી ભરવા ગયા છે. ફરી થોડીજ વાર લાગી નહીં હશે ને અબુલ હૈસમ એક મશક લાદેલી હાલતમાં આવી પહોંચ્યા તેવણુ તે મશકને મુકતાંજ ઘણી મોહબ્બતથી આવ્યા અને રસુલુલ્લાહ [સલ] ને ભેટી પડયા અને પોતાના મા બાપને આપ ઉપર ફીદા કરવા લાગ્યા. ફરી આ સર્વ સાહેબોને લઇ પોતાના બાગમાં ગયા અને ત્યાં એક પથારી બીછાવી ફરી એક [ખજુર] ના ઝાડ ઉપરથી એક ઝુમકો કાપી લાવ્યા અને આપની સામે મુકયો ત્યારે નબી [ સલ ] એ ફરમાવ્યું તમો રોતબ ખજુર વીણીને કેમ લાવ્યા નથી ? તેવણે કહ્યું યા રસુલલ્લાહ [સલ] મને આ વધુ પસંદ છે કે તમો ચાહો તેવા રોતબ તથા બુસર [જાતની] ખજુર ખાઓ, ફરી તે સર્વે સાહેબોએ ખાધું અને મીઠું પાણી પીધું, ફરી નબી [ સલ ] એ ફરમાવ્યું તેની કસમ કે જેના કબજામાં મારી જાન છે અલ્લાહની નેઅમતોમાંથી આ પણ એક નેઅમત છે જેના વિષે કિયામતને દહાડે તમારેથી સવાલ થવાનો કે આ ઠંડો છાંયડો તથા ઉમદા રોતબ અને ઠંડુ પાણી. ફરી જ્યારે અબુલ હૈસમ [ રદી ] ખાણું તૈયાર કરવા ગયા ત્યારે નબી [સલ] એ ફરમાવ્યું કે દુધવાળી બકરી જુબેહ કરશો નહીં ફરી તેવણે એક બકરીનું બચ્ચું જુબહ કર્યું. અને તેને રાંધી લઇ આવ્યા, તે સાહેબોએ તે ગોસ્ત ખાધું. ફરી નબી [સલ] એ તેવણને પુછ્યું તમારો કોઇ ચાકર છે ? તેવણે કહ્યું કે નથી. આપે ફરમાવ્યું કે જ્યારે હમારી પાસે કેદીઓ આવશે ત્યારે તમો આવજો ફરી જ્યારે નબી [સલ] પાસે બે ગુલામ આવ્યા પણ તેઓ સાથે ત્રીજો કોઇ નહીં હતો ત્યારે આ સાંભળી અબુલ હૈસમ આપ [ સલ ] ની પાસે આવ્યા આપે ફરમાવ્યું કે આ બંનેમાંથી જેને ચાહો પસંદ કરી લો. તેવણે અરજ કરી ઓ અલ્લાહના નબી ! આપ પોતેજ મારે માટે પસંદ ફરમાવી આપો. ત્યારે નબી [સલ] એ ફરમાવ્યું કે "જેથી મશવેરો લેવાયો છે તે અમાનતદાર છે." માટે તમો આ ગુલામને લઇ લો, એને મેં નમાઝ પઢતો જોયો છે. અને એની સાથે સારી વર્તણુંક કરશો. ફરી અબુલ હૈસમ પોતાની સ્ત્રિ પાસે ગયા અને તેણીને રસુલુલ્લાહના આ ફરમાનની ખબર કરી. તેવણુની સ્ત્રિએ કહ્યુ કે રસુલુલ્લાહ [સલ] ના આ ફરમાન ઉપર જોઇએ તેમ તમો ચાલી શકશો

નહીં જેથી એક રીત આજ સારી છે કે તમો એને આઝાદ કરી દો. અબુલ હૈસમે કહ્યું કે ત્યારે તો તે આઝાદ છે. નબી [સલ] એ આ કિસ્સો સાંભળી ફરમાવ્યું કે "અલ્લાહ તઆલાએ જે નબી અથવા ખલીફા મોકલ્યા છે તેના બે તરેહના સલાહકાર હોય છે એક તો તે કે જે તેઓને સારી સલાહ આપે છે અને બુરી વાતોથી મનાઇ કરે છે. બીજો તે છે કે તેમને નુકસાન પહોંચાડવાની કોશીશ કરે છે. જે માણસ બુરા સલાહકારથી બચાવી લેવાયો તે [દરેક બુરાઇથી] બચ્યો.

૫ સઅદ બિન અબી વકકાસ [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે હું સઉથી પહેલો પુરૂષ છું કે જેણે ખુદાના માર્ગમાં લોહી વહેવડાવ્યું. અને હું તેમાંનો પહેલો છું કે જેણે ખુદાના માર્ગમાં તીર ફેંકયા. મેં પોતાને જોયો છે કે હઝરત [સલ] ના સહાબીઓની એક જમાઅત સાથે જેહાદ કરતો હતો. હમો લોકો ઝાડનાં પાંદડાં અથવા હુબલા [એક જાતના જંગલી ફળ] ખાતા હતા તે એટલા સુધી કે [ખાતાં ખાતાં] હમારા અવાળા જખમી થઇ ગયા હતા. અને અમારામાંથી દરેકનો ઝાડો બકરા અથવા ઉંટોની લીંડીઓ મીસાલ થતો હતો. અને હમણાં બનીઅસદના કબીલાવાળા મને દીનના મામલામાં મેણું મારે છે જો ખરેખર એમજ છે તો તો હું તદન નકામો રહ્યો અને મારી કરેલી મેહનત તદન અકારત ગઇ.

૬ ઓમર બિન ખત્તાબ [રદી] એ ઉતબા બિન ગજવાન [રદી] ને [કેટલાક લોકો સાથે] મોકલ્યા અને ફરમાવ્યું કે જ્યારે તમો અને તમારા સાથીઓ અરબની ઝમીનને છોડો અને અજમની ઝમીનની સરહદે પહોંચો ત્યારે ત્યાંજ રહેઠાણ કરી લેજો [ફરી એ લોકો ગયા] અને મરબદ મુકામે પહોંચ્યા. ત્યાં એક પહાડ દેખાયો તો તેઓએ પુછયું આ મુકામ કયો છે? લોકોએ કહ્યું આ બસરા છે. ફરી તેઓ આગળ ચાલતા રહ્યા અને જ્યારે નાની પુલ સામે પહોંચ્યા તો કહેવા લાગ્યા કે આજ સ્થળે [મુકામ કરવાનો] તમોને હુકમ અપાયો છે. ફરી તે બધા ત્યાંજ મુકામ બનાવી રહ્યા. ફરી તેઓએ પુરી હદીસ બયાન કરી. ઉતબા બિન ગજવાન કહે છે કે ખરેખર મેં પોતાને જોયો છે કે હું રસુલુલ્લાહ [સલ] સાથે જનારાઓમાંથી સાતમો માણસ હતો. હમારૂં ખાણું ઝાડના પાંતરાં સિવાય કાંઇ હતું નહી. તે એટલાં સુધી કે [ખાતાં ખાતાં] હમારાં જડબાં જખમી થઇ ગયાં. મને એક ચાદર મળી હતી જેને મેં અને સઅદ બિન અબી વકકાસે વહેંચી લીધી હતી. આજે તે સાતેમાંથી દરેક માણસ કોઇ ને કોઇ શેહેરનો હાકેમ છે અને હવે તમને હમારી પાછલ (થનાર બીજા) હાકેમોનો અનુભવ મળશે. (તે વેળા હમારી હકુમતની તમે કદર કરશો.)

૭ અનસ [રદી] થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું મને અલ્લાહના માર્ગમાં એટલો ડરાવવામાં આવ્યો છે કે તેવો બીજો કોઇ ડરાવાયો નથી. અને ખરેખર હું ખુદાના માર્ગમાં એટલો સતાવાયો છું કે તેવો બીજો કોઈ સતવાયો નથી (હૈરાન થયો નથી) અને મારા ઉપર ત્રીશ રાત દહાડા એવાં ગુજર્યાં છે કે મને અને બેલાલને એટલું ખાણું મળ્યું નથી કે તેને કોઇ જાન વાળો ખાઇ લે, માત્ર એટલું થતું હતું કે તેને બેલાલની બગલ છુપાવી શકતી હતી.

૮ અનસ બીન માલિક (રદી) થી રિવાવાયત છે કે નબી (સલ ને મેહમાનોની સંગત સિવાય કદી ગોસ્ત રોટી બંને વખત મળી નથી.

૯ ઇબને એયાસ હોઝલી (રદી) થી રિવાયત છે, તેવણે કહ્યું કે અબદુર રહમાન બિન ઓફ (રદી)ની બેઠક હમારી સાથે રેહતી હતી અને તેવણ અમારા ઘણા સારા સોબતી હતા. એક દહાડે તેવણ હમોને પોતાને ત્યાં લઈ ગયા. જ્યારે હમો તેવણને ઘેર પહોંચ્યા તો તેવણ ઘરમાં ગયા અને નહાઇને બહાર આવ્યા, ફરી હમારી સામે એક રકાબી લાવવામાં આવી, જેમાં રોટલી

અને ગોશત હતું. જ્યારે તે રકાબી મુકવામાં આવી ત્યારે અબ્દુર રહમાન ( રદી ) રડયા. મેં તેવણથી પૂછ્યું, એ અબુ મોહમ્મદ કેમ રડો છો? ત્યારે તેવણ બોલ્યા કે રસુલુલ્લાહ ( સલ ) ની વફાત થઇ ગઇ અને આપે તથા આપના ઘરવાળાઓએ જવની રોટલીથી પણ પુરૂં પેટ ભર્યું નથી, હવે અમારા લોકોની ઉમર કાંઇ સારી વસ્તુ માટે વધારવામાં આવી હોય એમ ખ્યાલ થઇ શકતો નથી.

## પ્રકરણ ૫૩ મું.

### રસૂલુલ્લાહ (સલ)ની ઉમર મુબારક વિષે.

૧ ઇબને અબ્બાસ ( રદી )થી રિવાયત છે તેવણે કહ્યું કે નબી ( સલ ) ઉપર વહી ઉતરતી રહીને આપ તેર વર્ષ મકકામાં રહ્યા અને દશ વર્ષ આપ મદીનામાં રહ્યા અને ત્રેસઠ વર્ષની ઉમરમાં આપની વફાત થઇ.

૨ જરીર ( રદી ) કહે છે કે મેં ખુતબામાં મોઆવેયાથી સાંભળ્યું કે રસુલુલ્લાહની ( સલ ) ત્રેસઠ વરસની ઉમરમાં વફાત થઇ અને હઝરત અબુબકર તથા હઝરત ઓમરની પણ. અને હું પણ હાલ ત્રેસઠ વરસનો છું.

૩ આએશા ( રદી )થી રિવાયત છે કે નબી (સલ) એ ત્રેસઠ વર્ષની ઉમરમાં વફાત મેળવી.

૪ ઇબને અબ્બાસ ( રદી )થી રિવાયત છે તેવણે કહ્યું કે રસુલુલ્લાહ ( સલ ) એ પાંસેઠ વરસની ઉમરમાં વફાત મેળવી +

૫ દગફલ બીન હઝલા ( રદી )થી રિવાયત છે કે નબી ( સલ )ની વફાત પાંસઠ વરસની ઉમરમાં થઇ, (કર્તા) અબુ ઇસા ( રહ ) કહે છે દગફલ વીશે હમને ખબર થઇ નથી કે તેવણે નબી ( સલ )થી કોઇ હદીસ સાંભળી હોય. હાં તેવણ નબી ( સલ )ના ઝમાનામાં હતા.

+ હઝરત ઇબને અબ્બાસથી એ વિશે ભૂલ થઈ છે અને સહી રિવાયતોમાં ત્રેસઠ વરસ છે.
અબ્દુર્રહમાન

૬ અનસ બિન માલિક ( રદી )થી રિવાયત છે કે બચીત રસુલુલ્લાહ ( સલ )નું શરીર ન ઘણું લાંબુ હતું ન ઠીંગુ અને રંગ આપનો ન તદન ઉજળો ન ઘઉંલા રંગનો વાળ આપના ન તદન વાંકા હતા ન તદન સીધા. અલ્લાહ તઅલાએ આપને ચાલીસ વરસને મથાળે નબી કીધા ફરી આપ દશ વરસ મકકામાં રહ્યા અને દશ વરસ મદીનામાં અને સાઠ વરસની સુરૂ ઉમરે અલ્લાહ તઅલાએ આપને ઉઠાવી લીધા. અને જુઓ તો આપના માથા અને દાઢીમાં વીશ વાળ પણ ધોળા નહતા.

૭ એક બીજી સનદથી પણ ઉપલી હદીસની રિવાયત હઝરત અનસ ( રદી )થી આવી છે.

## પ્રકરણ ૫૪ મું.

### રસૂલુલ્લાહ ( સલ ) ની વફાત વિષે.

૧ અનસ બિન માલિક ( રદી )થી રિવાયત છે તેવણ કહે છે કે જે મને છેલ્લામાં છેલ્લો રસુલુલ્લાહ ( સલ )નો દીદાર હાંસેલ થયો તે આ છે કે પીરના દિવસે આપે પરદો ખોલ્યો તો મેં આપના ચહેરા મુબારકને જોયા જાણે તે કુરઆનનું એક વરક હતું ત્યારે લોકો હઝરત અબુબકરની પાછલ નમાઝ પઢી રહેલા હતા. તો આપે લોકોને ઇશારો કર્યો કે પોતાની હાલતે ઉભા રહો અને હઝરત અબુબકર આ સર્વની ઇમામત કરી રહેલા હતા ફરી આપે પરદો પાડી લીધો અને તેજ દીવસે વફાત મેળવી.

૨ આએશા ( રદી )થી રિવાયત છે તેણીએ કહ્યું કે મેં મારા સીના સાથે અથવા કહ્યું કે મેં મારા ખોલાથી રસુલુલ્લાહ ( સલ )ને ટેકો આપેલો હતો ફરી આપે પેશાબ કરવા એક લગન માંગ્યું ફરી આપે તેમાં પેશાબ કરી તે પછી વફાત મેળવી.

૩ આએશા (રદી)થી રિવાયત છે તેણીએ કહ્યું કે જ્યારે રસુલુલ્લાહ ( સલ ) મોતની હાલતમાં હતા ત્યારે મેં આપને જોયા કે આપની

પસે એક (મોટું) પ્યાલું હતું જેમાં પાણી હતું આપ ( સલ ) પોતાનો હાથ તેમાં નાંખતા અને મોં ઉપર ફેરવતા હતા અને ફરમાવતા કે ઓ અલ્લાહ મોતની સખતીમાં મ્હારી મદદ કર અથવા એમ ફરમાવ્યું કે માતની સકરાતમાં મ્હારી મદદ કર.

૪ આએશા ( રદી ) કહે છે કે મેં રસુલુલ્લાહ ( સલ )ની મોતની સખતાઇ જોઈ જેથી હવે પછી હું કોઇના સહેલાઈથી મરવા ઉપર મારે માટે તેવી ઇચ્છા રાખીશ નહિ.

૫ આએશા (રદી) કહે છે કે જ્યારે રસુલુલ્લાહ ( સલ )ની વફાત થઇ ત્યારે આપ ( સલ )ના દફનની જગ્યા મુકરર કરવામાં લોકો મતફેર થયા અબુબકરે (રદી) કહયું મેં રસુલુલ્લાહ (સલ.) થી એક વાત સાંભળી છે જેને હું ભુલ્યો નથી, આપ ફરમાવતા હતા કે અલ્લાહપાક કોઇ નબીની રૂહ કબજ કરતા નથી, પણ તે જગ્યામાં કે જ્યાં તેમને દફન કરાવવું ચાહે છે. ( એટલે દફન કરાવવા ચહે છે તે જગ્યામાં તેમની રૂહ કબજ કરે છે ) જેથી સહાબીઓએ પણ આપને તેજ જગ્યાએ દફન કીધા. જ્યાં આપનું બિછાણું હતું. (અલ્લાહુમ્મ સલ્લે વસલ્લેમ વબારેક અલૈહે)

૬ અબદુલ્લાહ બિન અબ્બાસ તથા આએશા ( રદી )થી રિવાયત છે કે જ્યારે રસુલુલ્લાહ (સલ) વફાત થયા તે પછી અબુબકરે તેમને ચુમો દીધો.

૭ આએશા ( રદી ) થી રિવાયત છે કે નબી ( સલ )વફાત થયા પછી અબુબકરે ( રદી ) પાસે આવી હઝરત ( સલ )ની બંને આંખોની વચ્ચે મોં રાખ્યું અને પોતાના બંને હાથો હજરતના બંને પહોંચાઓ ઉપર મુકી કહેવા લાગ્યા કે હાય મહારા પવિત્રતાએ મેળવેલા, ( બરગુઝીદા ) હાય મહારા જાની દોસ્ત.

૮ અનસ ( રદી ) કહે છે કે જે દીવસે રસુલુલ્લાહ ( સલ ) મદીનામાં પધાર્યા મદીનાની દરેક વસ્તુ અજવાળામાં આવી ગઇ પણ જ્યારે તે દહાડો આવ્યો જેમાં આપ ( સલ ) ની વફાત થઇ ત્યારથી મદીનાની દરેક વસ્તુ અંધારામાં થઇ ગઇ. હમોએ માટીથી હજુ હમારા હાથો પણ ખંખેર્યા ન હતા અને હમો આપને દફન કરવામાં લાગેલા હતા કે હમુને હમારી હાલત બદલાયલી જણાઇ.

૯ આએશા ( રદી ) કહે છે કે રસુલુલ્લાહ ( સલ ) ની વફાત પીરના દિવસે થઇ.

૧૦ જાફર બીન મોહમ્મદ (રદી) પોતાના બાપથી રિવાયત કરે છે કે રસુલુલ્લાહ ( સલ ) ની વફાત પીરના દીવસે થઇ તો પીરના દીવસે અને મંગળની રાત્રે પણ આપ દફન કરવામાં આવ્યા ન હતા. અને બુધની રાત્રે આપ દફન થયા. સુફયાન ( રદી ) કહે છે કે બીજા લોકોએ બયાન કર્યું છે કે ફાવડાની અવાજ પાછલી રાત્રે સાંભળવામાં આવી હતી.

૧૧ અબુ સલમા બીન અબદુર રહમાન ઓફ ( રદી ) થી રિવાયત છે કે રસુલુલ્લાહ ( સલ ) ની વફાત પીરના દીવસે થઈ અને મંગળના દીવસે આપ મદફુન થયા. ( કર્તા ) અબુ ઇસા ( રહ ) કહે છે કે આ હદીસ ગરીબ છે. +

૧૨ સાલેમ બિન ઓબેદ ( રદી ) જેવણ કે સહાબી છે રિવાયત કરતા હતા કે રસુલુલ્લાહ ( સલ ) ઉપર ગુજરી ગયા તે બીમારીમાં બેહોશી થઇ હતી જ્યારે આપને હોશ આવ્યો તો આપે પૂછયું શું નમાજનો વખત આવી ગયો ? લોકોએ કહ્યું હા. ત્યારે આપે ફરમાવ્યું કે બિલાલને હુકમ આપો કે તે અઝાન કહે અને અબુબકરને હુકમ આપો કે તેવણ લોકોને નમાઝ પઢાવે તે પછી આપ પાછા બેહોશ થઇ ગયા ફરી હોશ આવ્યો તો આપે ફરમાવ્યું શું નમાઝનો વખત થઈ ગયો ? લોકોએ કહ્યું હા.

+ હદીસ ગરીબ તેને કહે છે કે જેની રિવાયત કોઈ વખતમાં એકજ રાવીથી થઈ હોય.

ત્યારે આપે ફરમાવ્યું કે બિલાલને હુકમ આપો કે તેવણ અઝાન કહે અને અબુબકરને હુકમ આપો કે તેવણ લોકોને નમાઝ પઢાવે, આએશાએ (રદી) અરજ કરી કે મારા બાપ એક નરમ દિલના માણસ છે. જ્યારે તે જગ્યાએ ઉભા રહેશે, તો રડશે. અને નમાઝ પઢાવી સકશે નહીં જેથી આપ બીજા કોઇને હુકમ આપતે. એ પછી આપ પાછા બેહોશ થઈ ગયા ફરી જ્યારે હોશ આવ્યો તો આપે ફરમાવ્યું કે બિલાલને હુકમ આપો તે અઝાન કહે અને અબુબકરને હુકમ આપો કે તેવણ લોકોને નમાઝ પઢાવે તમો યુસોફ (અલૈ) ની સાથવાલી ઓરતોની જેમ છો. * મતલબ કે પછી બિલાલ (રદી) ને હુકમ દેવામાં આવ્યો તેવણે અઝાન કહી અને હઝરત અબુબકર (રદી) ને હુકમ દેવાયો તો તેવણે નમાઝ × પઢાવી ફરી રસુલુલ્લાહ (સલ) ને શરીર સહેજ હલકું જણાયું ત્યારે આપે ફરમાવ્યું કે જુવો કોઇ એવો માણસ છે જે ઉપર હું ટેકો લગાડું ફરી બરીરહ (રદી) અને એક પુરૂષ બીજા આવ્યાં આપ તે બન્ને પર ટેકી ચાલ્યા જ્યારે અબુબકરે આપને જોયા તો તેવણે પાછળ હઠવા ચાહ્યું. આપે ઇશારો કર્યો કે પોતાની જગ્યાએ ઉભા રહો. છેવટે હઝરત અબુબકરે નમાઝ પુરી કરી તે પછી રસુલુલ્લાહ (સલ) ની વફાત થઇ ગઇ. હઝરત ઓમર (રદી) (ની આ હાલત થઇ કે તેવણ) કહેતા હતા કે અલ્લાહની કસમ જેને હું એમ કહેતાં સાંભળીશ કે રસુલુલ્લાહ (સલ) ની વફાત થઇ ગઇ તેને હું મારી તલવારથી મારીશ. (આ હદીસના રાવી કહે છે કે અરબના લોકો ઉમ્મી (અનપઢ) હતા તેઓમાં આપ (સલ) થી પહેલાં કોઇ નબી થયાજ નથી. જેથી હઝરત ઉમર નબીયોને મોત આવતી નથી એમ સમજી ગયા) ફરી લોકો ચુપ રહ્યા અને કહેવા લાગ્યા કે ઓ સાલેમ રસુલુલ્લાહ (સલ) ના સાહેબ (અબુબકર) પાસે જાઓ અને તેવણને તેડી લાવો જેથી (સાલેમ કહે છે કે) હું હઝરત અબુબકર પાસે ગયો તેવણ મસજીદમાં બેઠા હતા હું બે અખતિયાર રડતો રડતો તેવણ પાસે ગયો તેવણે મને જોયો તો કહ્યું શું રસુલુલ્લાહ (સલ) ની વફાત થઇ ગઇ મેં કહ્યું હઝરત ઓમર કહે છે કે હું જેને એમ કહેતાં સાંભળીશ કે રસુલુલ્લાહ (સલ) ની વફાત થઇ ગઇ તેને હું આ તલવારથી મારી નાખીશ, હઝરત અબુબકરે મને કહ્યું કે ચાલો! તો હું તેવણ સાથે ગયો. તેવણ જ્યારે ત્યાં પહોંચ્યા લોકો રસુલુલ્લાહ (સલ) ની પાસે ભેગા હતા ત્યારે તેવણે કહ્યું કે ઓ લોકો મને રસ્તો આપો જેથી લોકોએ તેવણ માટે રસ્તો છોડયો. ફરી તેવણ આવ્યા અને રસુલુલ્લાહ (સલ) ઉપર ઝુકયા અને આપના પવિત્ર શરીર ઉપર હાથ મુકયો અને કહેવા લાગ્યા કે **તમો ગુજરી ગયા પણ ખરેખર (જુવો તો) આ બધા ગુજરી ગયા.** ફરી લોકોએ પૂછયું કે ઓ રસુલુલ્લાહ (સલ) ના સાથી શું રસુલુલ્લાહ (સલ) ની વફાત થઇ ગઈ? તેવણે કહ્યું હાં, ત્યારે સર્વ લોકોએ જાણ્યું કે આજ સાચી વાત છે. ફરી લોકોએ કહયુ કે ઓ રસુલુલ્લાહ (સલ) ના સાથી શું હમો રસુલુલ્લાહ (સલ) ઉપર નમાઝ પઢીએ? તેવણે કહયું હાં, લોકોએ કહયું કેવી રીતે? તેવણે ફરમાવ્યુ કે એક જમાઅત અંદર જાય અને તે તકબીર કહી દોઆ કરે અને નમાઝ પઢે ફરી તે લોકો ચાલ્યા જાય એજ રીતે એક પછી એક સર્વે એ આવતા જાવું. લોકોએ કહયું ઓ રસુલુલ્લાહ (સલ) ના

* એટલે તેઓની તરેહની તથા તેઓના ગુણની કે જે ચીજ ઈચ્છી હોય તેમાં વધારે વળગે. વાંચો હદીસ નંબર ૪૯૫ મશારેકુલ અનવાર ગુજરાતીની નોટ. અબદુર રહમાન.

× વળી શરહે મશારેકમાં હઝરત અલી (રદી)થી રિવાયત છે કે તેવણે હઝરત અબુબકર (રદી)ને કહ્યું કે 'રસુલુલ્લાહે તમને આગળ કર્યા છે તો અમે તમને પાછળ કરીશું નહીં.' આથી જણાયું કે હઝરત અબુબકરજ પ્રથમ ખિલાફતને લાયક હતા.

અબદુર રહમાન.

સાથી શું રસુલુલ્લાહ ( સલ ) દફન કરવામાં આવશે ? તેવણે કહ્યું હાં, લોકોએ પુછ્યું કઇ જગ્યાએ ? તેવણે કહ્યું તેજ જગ્યાએ જ્યાં અલ્લહ તઆલાએ આપની રૂહ કબ્જ કરી છે કારણ કે અલ્લાહે આપ ( સલ ) ની રૂહ પવિત્ર જગ્યાએ કબ્જ કરી છે. ફરી સર્વ લોકો સમજી ગયા કે આ સાચું છે. ફરી હઝરત અબુબકરે હુકમ આપ્યો કે રસુલુલ્લાહ ( સલ ) ને તે લોકો ગુસલ આપે જે આપના બાપદાદાના કુટુંબી હોય અને મોહાજેરીન લોકો સલાહ મશવેરો કરવા ભેગા થયા અને કહેવા લાગ્યા કે ચાલો આપણા ભાઇઓ અનસાર પાસે જઇએ અને તેઓને પણ આ કામમાં ભેગા કરીએ. અનસારોએ કહ્યું કે એક હાકેમ ( વડો ) હમારામાંથી પણ થાય અને એક તમારામાંથી. ત્યારે હઝરત ઓમર બોલ્યા કે એવો ગુણવાળો કોણ માણસ છે કે જે આ ત્રણ બાબતોની જેવા હોય. તે આ છે કે ( તેમને વાસ્તે અલ્લાહ કુરઆનમાં ફરમાવે ) છે કે **સાનેયસ નયને ઇઝહોમા ફીલગારે ઇઝ યકુલો લેસાહેબેહિ લા તહઝન ઇન્નલ્લાહ મઅના** × બતાવો કે આ બંને કોણ છે ? એટલું કહી હઝરત ઉમરે પોતાનો હાથ લંબાવ્યો અને હઝરત અબુબકર (રદી)ના હાથ ઉપર બૈઅત કીધી. ફરી બાકીના સર્વ લોકોએ પણ એમના હાથ ઉપર સારી રીતે ખુશ થઇને બૈએત કીધી.

૧૩ અનસ બિન માલેક (રદી)થી રિવાયત છે તેવણ કહે છે કે રસુલુલ્લાહ (સલ) ઉપર જ્યારે મોતની તકલીફ લાગી જેટલી કે થઇ ત્યારે હઝરત ફાતેમહ (રદી) એ કહ્યું કે હાય તકલીફ ! ત્યારે નબી (સલ) એ ફરમાવ્યું કે આજના દિવસ પછી તમારા બાપ ઉપર તકલીફ થશે નહી. આજે તમારા બાવાજીને તે વાત આગળ આવી છે જેથી કિયામત સુધી કોઇ બચી શકતો નથી (એટલે મોત.)

૧૪ હઝરત ઇબને અબ્બાસ બયાન કરે છે કે મેં રસુલુલ્લાહ (સલ)ને ફરમાવતાં સાંભળ્યું

---

× અર્થ—બંનેમાંનો બીજો જ્યારે કે તે બંને ગારમાં (સંતાએલા) હતા પોતાના સાથી (અબુબકર) ને કહે છે કે "તુ ગમ નહીં કર ખરેખર અલ્લાહ હમારી સાથે છે." હિજરત વેળા કાફેરોના ડરથી અબુબકર (રદી) તથા હઝરત (સલ) પહાડના ખોમાં સતાયા, તો કાફેરો એઓને ઢુંઢતા તેજ ખોપર આવી વિશેષ કરીને એઓના માથે ઉભા થયા જ્યારે અબુબકરે મુશરેકોના પગ જોયા તો હઝરત (સલ) ને કહ્યું યા રસૂલુલ્લાહ તેઓમાંનો જો કોઇ પોતાના પગ ઉપર નજર કરશે એટલે જો પગની પાસે નમીને ઝાંખશે તો અમને જોઈ લેશે. ત્યારે હઝરતે ( સલ ) આ હદીસ ફરમાવી એટલે તું ગમ નહિ કર આપણો મદદગાર આપણી સાથે છે. તે આપણ બંનેને હલાક કરશે નહીં. જેનું વર્ણન કુરઆનમાં પણ થયું છે. અને આથી હઝરત સિદ્દીકે અકબરની મોટી ફઝીલત સાબિત થઇ છે અને ઇમામતને કે ખિલાફતને લાયક એવણજ છે એમ હઝરત ઓમર ( રદી ) સમજતા હતા કારણ કે એવો ઝીકર સાથી હોવાનો અબુબકર સિવાય બીજા કોઈ માટે કુરઆનમાં આવ્યો નથી. અને હઝરત ઉમરે જે ત્રણ બાબત કહી તે એમાંજ સમાયલી છે. **પહેલી** બાબત આ છે કે હઝરતે (સલ) પોતાની તથા સીદ્દીકની સાથે ખુદાને મેળવ્યો, **સુબહાનલ્લાહ** શું ઉમદા મરતબો છે તેનો કે જે અલ્લાહ અને રસુલની સાથે ગણત્રીમાં આવે. **બીજી** આ છે કે એવા સખત વખતમાં કે સઘળું જહાન હઝરત (સલ) નું જાની દુશમન હતું, સીદ્દીકે હજરત ( સલ ) નો સાથ આપ્યો અને પોતાનો જાન માલ તથા ખાનદાનની બરબાદી માથે લીધી એથી વધુ ફીદા થવું શું હશે ? **ત્રીજી** આ કે એવા સખત વખતમાં કે જેમાં જાનનો ડર હોય એવા માણસોને સાથે લેવાનું ચલણ છે કે જેની મોહબ્બત તથા દોસ્તી ઉપર પૂરતો ભરોસો હોય ત્યારે હઝરત ( સલ ) નું સિદ્દીકને સાથે લેવું અને પોતાના ભેદની ખબર કરવી આ ખુલ્લી દલીલ છે કે હઝરત ( સલ ) ની નજદીક સિદ્દીકે અકબર (રદી) થી વધુ કોઇ જાન ફિદા કરનાર ભરોસેદાર દોસ્ત ન હતો. વળી હઝરત અબુબકર સિદ્દીક (રદી) ની ફઝીલતમાં વાંચો મશારેકુલ અનવાર ગુજરાતી હદીસ નંબર ૯૭૧—૯૭૨—૯૫૫—૩૯૫—૧૪૬૮—૧૧૭૦-૨૫૭ તથા ૧૧૭૫ તથા ૧૨૪૯ તથા ૧૫૦૮ તથા ૨૬૫ વિગેરે.

અબદુર રહમાન.

છે કે મારી ઉમ્મતમાંથી જેના બે ફરત હોય. (એટલે આગળ ગુજરી ગએલા બે છોકરાં હોય) અલ્લાહ તે બંનેના લીધે તેને જંનતમાં દાખલ ફરમાવશે, હઝરત આએશા (રદી) એ પૂછયું કે આપની ઉમ્મતમાંથી જેનો એકજ ફરત હોય તો? આપે ફરમાવ્યું કે ખુદા તને નેક તોફીક આપે જેનો એક ફરત હોય તે પણ. ફરી તેવણે પૂછયું કે જેનો એક ફરત પણ ન હોય તો? આપે ફરમાવ્યું તો હું મારી ઉમ્મતનો ફરત છું. (એટલે આગળ જઇ તેઓ માટે બંદોબસ્ત કરનારો છું) કારણ કે તેઓને મારી વફાતના બરાબર બીજો કોઇ સદમો પહોંચી શકતો નથી.

## પ્રકરણ ૫૫ મું.

## રસૂલુલ્લાહ (સલ)ના વારસાનો માલ છોડવાના વર્ણન વિષે.

૧ અમર બિન હારેસ (જે ઉમ્મુલ મોમેનીન બીબી જુવેરીયા (રદી)ના ભાઇ અને સહાબી છે) બયાન કરે છે કે રસૂલુલ્લાહે (સલ) માત્ર હથિયાર છોડયાં હતાં અને એક ખચ્ચર અને થોડીક જમીન જેને આપે ફી સબીલિલ્લાહ સદકો કરી દીધાં હતાં.

૨ અબુહોરૈરહ (રદી)થી રિવાયત છે કે બીબી ફાતેમહએ (રદી) હઝરત અબુબકર પાસે જઇ પૂછયું તમારી મીરાસ (તમારા પછી) કોણ લેશે? તેવણે કહ્યું મારાં બાલ બચ્ચાંઓ. હઝરત ફાતેમાહ એ કહ્યું ત્યારે ફરી મારો શું હાલ છે કે હું મારા બાપની મીરાસ મેળવું નહીં? ત્યારે હઝરત અબુબકરે કહ્યું મેં રસૂલુલાહ (સલ)થી સાંભળયું છે આપ ફરમાવતા હતા કે "હમારી મીરાસ કોઇને મળતી નથી." જેથી હું તેઓનો બોજો ઉઠાવી લઇશ કે જેનો બોજો રસૂલુલ્લાહ (સલ) ઉઠાવતા હતા અને તે લોકોને ખરચ દેતો રહીશ કે જેઓનો ખરચ રસૂલુલ્લાહ (સલ) આપતા હતા. *

૩ અબુલ-બખ્તરી (રદી)થી રિવાયત છે કે હઝરત અબ્બાસ અને હઝરત અલી ઝગડતાં ઝગડતાં હઝરત ઓમર (રદી) પાસે આવ્યા અને હરેક બંનેમાંથી એક બીજાને કહેતા હતા કે તમો એવા છો તમે આવા છો. ત્યારે હઝરત ઓમરે (રદી) હઝરત તલહા તથા ઝોબૈર અને અબ્દુર રહમાન બિન ઓફ તથા સઅદને ફરમાવ્યું કે હું તમો સર્વ ને અલ્લાહની કસમ આપી પૂછું છું કે શું તમો લોકોએ રસૂલુલ્લાહ (સલ)થી સાંભળયું છે કે આપ ફરમાવતા હતા કે નબીનો બધો માલ સદકો છે. પણ તે સિવાય કે જે તેઓને ખવાડે (એટલે જે મદીના તથા ખૈબરની જમીનનો વહીવટ કરનાર અને ખવાડનાર આમેલ થાય તે તથા આલ ઓવલાદ ખાય.) હમારા માલમાં વારસો વહેંચણી જારી થતી નથી. આ હદીસમાં એ વતરીક બીજું પણ વર્ણન છે. +

૪ આએશહ (રદી) થી રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે હમારા માલમાં મીરાસ (વરસો વહેંચણી) જારી થતી નથી. જે કાંઇ હમો છોડીશું તે સર્વ સદકો છે. *

૫ અબુહોરૈરા (રદી) નબી (સલ) થી રિવાયત કરતાં કહે છે કે આપે (સલ) ફરમાવ્યું મારા વારેસોને દિરહમ અને દીનાર (રૂા. ગીન્ની) વહેંચણી થઇ શકતા નથી. જે કાંઈ મ્હારી બીબીયોનો ખરચો દેવા પછી તથા આમેલ (કલેકટર) ના ખરચા પછી હું છોડી જાઉં તે સદકો છે.

---

* વાંચો એ વિષેનો વધુ ખુલાસો મશારેકુલ અનવાર ગુજરાતી હદીસ નંબર ૫૮૪ તથા નંબર ૬૩૬ અબ્દુર રહમાન.

+ આ હદીસને લાગતો કિસ્સો ખુલાસેથી વાંચવો હોય તો વાંચો મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ પહેલો હદીસ નંબર ૫૮૪ તથા ૬૩૬.

* પેગમબરના માલમાં મીરાસ જારી નથી તો તેમાં ભેદ આ છે કે જેથી બધાઓને એમ જણાય કે પેગમબરોની મહેનત અને દીન ફેલાવવાના કામ ઉપર વળગી રહેવું માત્ર અલ્લાહનેજ માટે હતું. તેમાં દુન્યાનો જરાપણ લગાવ નથી એટલાં સુધી કે તેમાંથી તેઓની ઔલાદ અને વારેસોને પણ કાંઈ હિસ્સો મળતો નથી. અબ્દુર રહમાન.

૬ માલિક મીન ઓસ બિન હદસાન (રદી) કહે છે કે હું હઝરત ઉમરની પાસે ગયો તે વેળા અબદુર રહમાન બીન ઓફ અને તલહા અને સઅદ તથા હઝરત અલી તથા હઝરત અબ્બાસ (રદી) પણ આવ્યા તે બંનેમાં (એટલે અલી તથા અબ્બાસમાં) કાંઇ ઝગડો હતો ત્યારે હઝરત ઓમરે બીજા બધાઓથી કહ્યું કે હું તમો સાહેબોને તે ખુદાની કસમ ઉપર પૂછું છું કે જેના હુકમથી આસમાન તથા ઝમીન મોજુદ છે શું તમો લોકો જાણો છો ? કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું હમારા માલમાં મારાસ જારી થતી નથી (વારસો વહેંચણી થતી નથી)જે કાંઇ હમો છોડીશું તે સદકો છે. ત્યારે આ સાહેબો એ કહ્યું કે ઓ હમારા અલ્લાહ હાં અમો જાણીએ છીએ.-(રાવી કહે છે કે) હજુ આ હદીસમાં લાંબો કીસ્સો છે.

૭ આએશા (રદી) કહે છે કે રસુલુલ્લાહે (સલ) (પોતાની પાછળ) દિરહમ અને દીનાર (ચાંદી સોનાના સિક્કા) કે બકરી, ઉંટ મુકયા નહતા. રાવી કહે છે કે જાણે હઝરત આએશા-એ એમ પણ કહ્યું હતું કે ન લોંડી, ગુલામ છોડયા. એવો મને શક છે.

## પ્રકરણ ૫૬ મું.

### રસૂલુલ્લાહ (સલ)ને સ્વપ્નામાં જોવા વિષે.

૧ અબદુલ્લાહ બીન મસઉદ (રદી) નબી (સલ) થી રિવાયત કરે છે કે આપે ફરમાવ્યું જેણે મને સ્વપ્નામાં જોયો તેણે ખરેખર મને જોયો. કારણ કે શૈતાન મારી સુરત બની શકતો નથી.

૨ અબુ હોરૈરા (રદી)કહે છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જેણે મને સ્વપ્નામાં જોયો, તેણે મને ખરેખર જોયો. કારણ કે શૈતાન મારી સુરત બની શકતો નથી. અથવા ફરમાવ્યું કે મારા જેવો બની શકતો નથી.

૩ અબુ માલિક અશજઇ પોતાના બાપથી રિવાયત કરે છે કે રસુલે ખુદા એ (સલ) ફરમાવ્યું જેણે મને સ્વપ્નામાં જોયો. તેણે ખરેખર મને જોયો અબુ ઇસા (કર્તા) કહે છે કે અબુ માલિક અશજઇનું નામ સઅદ બિન તારેક બિન અશયમ છે, અને તારેક બિન અશયમ નબી [સલ]ના સહાબીઓમાંથી છે. તેવણે નબી [સલ]થી કેટલીક હદીસો રિવાયત કરી છે. મેં અલી બિન હજરથી સાંભળ્યું છે તેવણ કહેતા હતા કે ખલફ બિન ખલીફા (જે આ હદીસના એક રાવી છે.) બયાન કરે છે કે અમર બિન હોરૈસ જેવણ નબી [સલ]ના સહાબી હતા તેવણને મેં જોયા છે તે વેળા હું નાનો છોકરો હતો.

૪ આસિમ બિન કોલૈબ કહે છે કે મને મારા બાપે કહ્યુ તેવણે હઝરત અબુ હોરૈરાથી સાંભળ્યું કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જેણે મને સ્વપ્નામાં જોયો તેણે ખરેખર મને જોયો કારણ કે શૈતાન મારી શિકલ બદલી શકતો નથી. મારા બાપે આ હદીસ ઇબને અબ્બાસ (રદી) ને કહી અને કહ્યું કે મેં હઝરતને સ્વપ્નામાં જોયા છે વળી મેં કહ્યું કે મેં હઝરત (સલ)ને હસન બિનઅલીની શિકલના જોયા તો ઇબને અબ્બાસે (રદી) કહ્યું કે ખરેખર નબી (સલ) તેવણની શિકલના હતા.

૫ યઝીદ ફારસી જેવણ કુરઆન શરીફ લખવાનું કામ કરતા હતા તેવણ કહે છે કે મેં ઇબને અબ્બાસના ઝમાનામાં નબી (સલ) ને સ્વપ્નામાં જોયા તો મેં ઇબને અબ્બાસ (રદી) ને કહ્યું કે મેં રસુલુલ્લાહ (સલ)ને સ્વપ્નામાં જોયા છે. ઇબ્નિ અબ્બાસે કહ્યું કે રસુલુલ્લાહ (સલ) ફરમાવતા હતા કે શૈતાન મ્હારી શિકલ બની શકતો નથી તેથી જેણે મને સ્વપ્નામાં જોયો છે. તેણે ખરેખર મને જોયો તમેં સ્વપ્નામાં તેમને જોયા છે તો શું તેમનો હુલયો બયાન કરી શકશો? મેં કહ્યું હા હુ બયાન કરૂં છું તેવણ એક પુરૂષ હતા ન ઠીંગણાં શરીરના ન લાંબા શરીરના ન જાડા, ન પાતળા, ઘઉંલા રંગના સુપેદી

ભેળાયલા, સુરમાવાળી આંખો, પ્યારી રીતે હસનારા, ચહેરો ઘણોજ ખુબસુરત, દાઢી ઘણીજ ભરાયલી. ઔફ (આ હદીસના રાવી) કહે છે કે એ વતરીક બીજી વાતો જે હુલયા બયાન કરવામાં તેણે કહી હતી તે મને યાદ નથી, આ સાંભળી ઇબ્ને અબ્બાસે કહ્યું જો તમે હઝરતને જાગતમાં જોતે તો એથી વધુ આપનો હુલયો બ્યાન કરી શકતે નહીં.

૬ અબુ કતાદા કહે છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જેણે મને જોયો એટલે (સ્વપ્નામાં) તેણે ખરેખર મને જોયો.

૭ અનસ (રદી)થી રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું જેણે મને સ્વપ્નામાં જોયો તેણે બેશક મને જોયો કારણ કે શૈતાન મારી શિકલ બની શકતો નથી અને આપે ફરમાવ્યું કે મોમિનનું સ્વપ્નું નોબુવ્વતનો છેતાલીશમો ભાગ ÷છે.

૮ અબ્દુલ્લાહ બિન મુબારક (રદી) જેવણ મોહદદેસોમાં મોટા મનાયલા છે અને ઇમામ આઝમ (રહ) ના શાગિરદોમાંથી છે તેઓ કહેતા હતા કે જ્યારે તું મુસીબતમાં સપડાય તો હદીસ પઢવામાં લાગી જા.

૯ ઇબ્ને સીરીન (રહ) કહેતા હતા કે આ હદીસો દીનની જડ (પાયો) છે તમે પોતાનું દીન કોનાથી લો છો તે જોઇ લેજો. (એટલે બયાન કરનારને ઓળખી લો કે તે કેવો છે.)

÷ એટલે મોમિનના સ્વપ્નાને વહીથી એટલો સંબંધ છે જેટલો એકને છેતાલીસ સાથે છે. સારાંશ આ કે મોમિનનું સ્વપ્નું ઘણુ સાચુ હોય છે સીરતે કુદસીયહ. અબ્દુર રહમાન.



# ગુજરાતી ભાષા અને ગુજરાતી અક્ષરના પુસ્તકો.

**જગ પ્રખ્યાત મોટા મોટા આલિમોની રચેલી અરબી અને ફારસીના કિતાબોનું સરળ અને સાદી ગુજરાતી ભાષામાં આલિમોનાજ હસ્તે તેનું ભાષાંતર થએલી કિતાબોની કદર કરો.**

## મશારેકુલ અનવાર

હદીસ શરીફની માતબર કિતાબો બુખારી તથા મુસ્લિમ શરીફની એકે મતે પસાર થયેલી સહી હદીસોનો તદ્દન સાદી અને સહેલી ગુજરાતી ભાષામાં તરજુમો કરવામાં આવ્યો છે. અને દરેક હદીસની નીચે ફાયદામાં તેનો ખુલાસો લખ્યો છે. વળી કેટલીક જગ્યામાં હજરત મવલાના મરહુમ ગુલામ મોહંમદ સાદિક સાહેબે નોટમા ઘણો અગત્યનો ખુલાસો પણ કર્યો છે. જેથી દરેક દીની ભાઈઓએ આ અમુલ્ય કિતાબને પોતાના ઘરમાં રાખવી યોગ્ય છે. એ કિતાબના ત્રણ ભાગ છે. દરેક ભાગની કીંમત રૂ. દોઢ ત્રણે ભાગ સાથે લેનાર પાસેથી રૂપીઆ ચાર લેવામાં આવશે.

## માલાબુદ મિન્હો

આ અસલ ફારસી ઉપરથી તરજુમો કરવામાં આવ્યો છે. જો કે ઉર્દુમાં આ કિતાબનો તરજુમો થયો છે પણ ઉર્દુમાં તેની નોટોનો તરજુમો થયો નથી જેમાં સેંકડો મસલા સમાયલા છે. આ કિતાબની ખુબી માટે આટલું લખવું બસ છે કે એ દરેક ઇસ્લામી મદ્રસામાં પઢાવ્વામાં આવે છે. દરેક હનફીએ આ કિતાબની એક કોપી ઘરમાં રાખવી જોઇએ. કીંમત રૂ. ૧-૮-૦

## બેહેશ્તી ઝેવર.

આ કિતાબ ખાસ ઇસ્લામી ઓરતો અને બાળાઓ માટે લખાઈ છે. એમાં અકીદા, નમાઝ, રોઝા, ઝકાત, નિકાહ, તલાક, ઈદ્દત, સોગના મસલા તથા કેટલાક વ્યવહાર તથા નીતીના મસલા ઘણી સારી રીત વિસ્તારની સાથે બયાન થયા છે. સાથે એકસો નેક બીબીઓની હાલત તેમની પરહેઝગારી વગેરે સારી રીતે દર્શાવ્યાંછે. તેમજ કેટલીક બીમારીઓ અને તેના સહેલ ઈલાજ ટુંકાણમાં ઝાળ પુંકનું પણ વર્ણન થયું છે. જો કે આ કિતાબ ખાસ ઓરતો માટે લખાઈ છે છતાં મરદોને પણ ઓછી લાભકારક નથી માટે દરેક ઘરમાં આ એક પુસ્તક રહેવું ઘણું જરૂરનું છે. એના ૧૦ ભાગ છે.

| | |
|---|---|
| ભા. ૧ લો કીંમત રૂા. ૦-૬-૦ | ભા. ૬ ઠો કીંમત ૦-૮-૦ |
| ભા. ૨ જો કીંમત રૂા. ૦-૬-૦ | ભા. ૭ મો કીંમત ૦-૬-૦ |
| ભા. ૩ જો કીંમત રૂા. ૦-૬-૦ | ભા. ૮ મો કીંમત ૦-૬-૦ |
| ભા. ૪ થો કીંમત રૂા. ૦-૬-૦ | ભા. ૯ મો કીંમત ૦-૮-૦ |
| ભા. ૫ મો કીંમત રૂા. ૦-૬-૦ | ભા. ૧૦મો કીંમત ૦-૬-૦ |

દશ ભાગ સાથે લેનાર પાસેથી રૂા. ૩-૮-૦ લેવામાં આવશે.

## તાલીમુલ ઇસ્લામ

આ કિતાબ ઉર્દુમાં માન પામી અનેકવાર હજારોની સંખ્યામાં છપાઇ છે એમાં જરૂરી મસલાઓને સવાલ જવાબની ઢબમાં ઘણી સારી રીતે સમજાવ્યા છે. હિન્દુસ્તાન તથા ગુજરાતના ઘણા મદ્રસાઓ તેમ સ્કુલોમાં ચાલુ છે એનો ગુજરાતીમાં તરજુમો થયો છે. ભાષાંતર કરનારે કિતાબમાં લખાયલી કુરઆન શરીફની સુરતોનો તરજુમો તેમ નમાઝમાં પઢાતી દરેક દુઆઓના અર્થ પણ નોટમાં લખ્યા છે.

ભા૦ ૧ લો કીં. ૦-૨-૦ ભા૦ ૨ જો કીં. ૦-૨-૬ ભા૦ ૩ જો કીં. ૦-૪-૦

સામટા ત્રણે ભાગ લેનાર પાસેથી આના આઠ લેવામાં આવશે.

## મોનબ્બેહાત.

આ અરબી ઉપરથી ભાષાંતર કરવામાં આવી છે એનો ઉર્દુ ફારસીમાં પણ તરજુમો થઈ અનેકવાર છપાયલો છે. એટલુંજ નહિ પણ અંગ્રેજીમાં પણ એનો તરજુમો પ્રોફેસર જે. ડબલ્યુ. રોકવેલ સાહેબે કર્યો અને ઘણીવાર છપાયો છે. એ નસીહત તથા અખલાક શીખવવામાં ઘણીજ સારી કિતાબ છે. ગુજરાતીમાં સાથે લુકમાન હકીમ (અલે) ની સો નસીહતો પણ છપાવી છે. બીજી આવૃતિ કીંમત ૦-૮-૦

## ઝમાનુલ ફિરદૌસ.

આ કિતાબ ગીબત, ચુગલી, જુઠ, હાંસી, ગાળો દેવી, બેઅદબી, કુફ્ર કલમા, ઝીના, લવાતત વિગેરે બુરાઇઓનું વર્ણન હદીસોથી ઘણી સારી રીતે કરી અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવ્યા છે. કીંમત ૦-૮-૦

## તોહફેતુલ હિન્દ.

આ કિતાબ ઉર્દૂ ભાષામાં લાખોની સંખ્યામાં છપાઈ ઘણી માન પામી છે. તેનો ગુજરાતી ભાષામાં તરજુમો કરવામાં આવ્યો છે. કર્તાએ માત્ર હિન્દુ ધર્મ અને ઇસ્લામી ધર્મની સરખામણી કરી હતી પણ ભાષાંતર વિદ્વાન કર્તાએ નોટમાં ખ્રિસ્તીઓની અને આર્યસમાજ ધર્મની પણ સરખામણી કરી છે અને તેઓના લખાણનો જવાબ પણ સાથે લખ્યો છે. જેથી તે અસલ કિતાબ સહીત ત્રણ ગણી મોટી થઈ છે. મતલબ કે આ કિતાબનો વાંચનાર હિન્દુ, ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મનો જાણકાર થઈ જશે. વળી એની પ્રસ્તાવના ખાસ વેદના ખંડનમાં ૨૨ પૃષ્ટ ઉપર લખાઈ છે જે આવૃત્તિ પહેલીમાં ન હતી. તે વધારવામાં આવી છે. પાકી બાઈડીંગ સોનેરી નામ સાથે કીંમત રૂ. ૨-૮-૦

મેનેજર—કુતુબ ખાનએ સાદેકીયહ

રાંદેર (જી. સુરત.)